# શ્રી કાવ્યાનંદ નિધિ.

## ( પ્રથમ વિભાગ )



રચી પ્રસિદ્ધ કર્તા
કવિ ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત
પાતંજલ યોગસૂત્ર રૂદ્રાધ્યાય અને વેદવ્યાસ પ્રણિત
બ્રહ્મસૂત્રના પ્રયોજક
નાગરફળીયા—સુરત.



આ ચોપડીના પેજ ૨૫ થી ૮૦ સુધી તથા ટાઇટલ પેજ, પ્રસ્તાવના અને અનુક્રમણીકા સુરત શ્રી "શંકર" પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું. અને પેજ ૧ થી ૨૪ અમદાવાદ સત્યવિજય પ્રેસમાં ૧૯૧૪માં છાપ્યાં.

મૂલ્ય રૂા. એક.

# પ્રસ્તાવના.

આ પુસ્તક બહાર પાડવાનું કારણ એ છે કે, મારા કારણ શરીરના સસ્કારો કે જે મારા ભાવિ જન્મના બીજરૂપ છે, અને જે મારા મનોદ્દગારોરૂપે ૪૭ કાવ્યના પુસ્તકોમા મેં આજ સુધી લખીને છપાવ્યાં વગર રાખ્યાં છે, તેમાથી કેટલાક ગુમ થઈ ગયાં, કેટલાંક ફાટી ગયા,તેને માટે મારા મિત્રવર્ગો તરફથી વારંવાર કહેવામાં આવ્યું કે તમે તેને છપાવીને બહાર પાડો. પણ મે મારી નજરે કવિઓની દુર્દશા જોઈ છે તે ઉપરથી અને, "અમારી ચોપડી ખરીદ કરો" "અમારી ચોપડી ખરીદ કરો" એવી યાચ્યા અરસિકની આગળ કરવી ઉચિત ધારી નહિ. કવિ નર્મદને કવિતા રચવામાં દારિદ્રય પ્રાપ્ત થઈ ઘણુ ફાકી રહેવું પડયું હતું અને પોતાનો ટેક છોડી નોકરી લેવાની જરૂર પડી હતી. કવિ વિજયાશંકરને ઘેરઘેર ફરી લોકોની દાઢીમા હાથ ઘાલી લોકોની ઇચ્છા ન છતા તેને ચોપડી આપી તથા કવિતા સંભળાવી પુસ્તક વેચવા માટે વૃદ્ધાવસ્થામા મુસાફરી કરવી પડી હતી. અને ઘેરઘેર રખડવું પડયુ હતુ. બીજા કવિઓને પણ છાપેલી કવિતાઓના ફારમો ઉધાઈને સ્વાધીન કરવા પડયા છે તેમજ. કવિ સવિતાનારાયણને જીવરાજ બાલુની ધર્મશાળા બંધાવવાની દેખરેખ રાખવાનું કામ કરી પેટ ભરવું પડયુ હતું. અને ગરીબાઇને લીધે કોઇએ ન્યાતમા કન્યા આપી નહિ. તેમજ કાનજી ધર્મસિંહ કવિને કેદ પકડવામાં આવ્યા. કારણ કે તેણે "ઉઠો ઉઠો" એવા શબ્દો કવિતામા લખ્યા હતા અને તેને કોઈ કાઉન્સીલર જેવા મહાન પુરૂષ તરફથી કહેવામા આવ્યું હતું કે તું મારે ઉમરે ચઢીશ નહિ. હમારી ન્યાતની બેત્રણ સ્ત્રીઓમાં કાવ્યશક્તિ હતી. તેમાની સવિતાગૌરી સહરાના રેતીના રણમાં પડેલા ગુલાબના ફુલની માફક કવિની ગણુનામાથી અલોપ થઈ ગઈ. તેમજ મહારા પિતાશ્રી લલિતાનંદ કે જેઓ સદર અદાલતની પરીક્ષામાં શાસ્ત્રી તરીકે બીજે નંબરે પાસ થયા હતા અને સબજડજની પરીક્ષામાં બેઠા હતા, ગદાધરી સુધી વ્યાકરણશાસ્ત્રને ભણેલા હતા,

તેઓને રત્નાગીરી અહમદનગરની જ્યુડીશીયલ કોર્ટમાં શાસ્ત્રી તરીકે નોકરી કરવી પડી હતી તેઓની સંસ્કૃત કાવ્યશક્તિ વિદ્વજ્જન પ્રિય શ્રી ગટ્ટુલાલજીના બરોબર કરે તેવી હતી. તેમની વિદ્યા અને થોડા ઘણા શિષ્યતાએ બનાવેલા કાવ્ય સતિ ઓની માફક તેમની ચિતામાજ તેમની સાથે જતા રહ્યા'. વેદશાસ્ત્રી સંપન્ન તરીકે ૨૫-૫૦ રૂા થી વધારે કમાયા નથી કારણ કે તેઓ યજમાન વૃત્તિ કે કોઈની ખુશામત કરી ભીખનો ધંધો કરતા નહોતા જો સરકારે મહિને સો રૂા ની નોકરી આપી ન હત, તો બહોળા કુટુંબને ભુખે મરવા વખત આવ્યો હોત. આવી રીતે સંસ્કૃત વિદ્વાન, ધાર્મિક, કવિ, ટેકીલા, અને તીખા માણસોને આ દેશના કદરદાનો કદર કરે છે.

આવો દેશ અધોગતિમા પરચક્ર તળે ચંપાઈ રહે તેમાં નવાઈ શી છે ? મને પણ સરકારે નોકરી ન આપી હત તો લોકોની દાઢીમા હાથ ઘાલવા પડત નોકરીમાં પણ મેં કોઈની ખોટી ખુશામત કરી નથી. આવી તરેહની મારા મિત્રો અને ન્યાતિલાઓની પરિસ્થિતિને નજરોનજર અનુભવવાથી મે મારા કાવ્ય છપાવવા આજસુધી દુરસ્ત ધાર્યું ન હતુ.

વેદાદિ વિદ્યા, કે જે મનુષ્યની જીંદગી અને મન ફેરવી નાખે છે, અને ધાર્મિક નીતિમાન અને ચારિત્ર્યવાન બનાવી મૂકે છે, અને ખરૂ સુખ પ્રાપ્ત કરાવે છે, તેમાં કાવ્ય અને અલંકારો તથા રૂપક જ્યાં ત્યા ભરી મુકયા છે, તે રસિકને તો રસમાં ડુબાડી દે છે, પણ અધકચરાઓને તે એક હુમ્બગ જેવું લાગે છે. જે દેશમા કવિઓ અને વકતાઓ નથી તે દેશ નિરસ, ભુસા અને જડમનુષ્યોથી ભરપુર છે, અને કોઈપણ જાતનુ પાપ કરતા બ્હીતાં નથી. જે દેશમા કવિઓની કદર છે તે દેશમાં દાનવીર, દયાવીર, રણવીર અને ધર્મવીરો ઉત્પન્ન થઈ તે દેશ દિન દિન પ્રત્યે પ્રગતિ કરતો જાય છે તેથી મને હાલ એમ લાગ્યું છે કે સહરાના રેતીના રણમાં મોગરાનો છોડ નિષ્ફળ નિવડી કોઈના જાણ્યામાં

આવ્યા વગર લયમાં જાય છે, તેમ ન કરના આ મારી નીતિ ધમ અને સ્વદેશની લાગણી લોકોમાં જણાવવી ઉચિત ધારી ગાઢની ખીચડી ખાઇ ગુર્જર ગીરાના નેતાઓના ચરણુમા વિનય પૂર્વક આપ્રથમ વિભાગ મુકવામા મારૂં કર્તવ્ય માન્યુ છે. બધી કવિતાઓ છપાતા ઘણો ખર્ચ થઈ જાય એટલા માટે સહેજસાજ થોડું થોડુ દિગ્દર્શન કરાવ્યું છે સ્થાલિ-પૂલા ન્યાયે રસિકજનો તેનો સ્વીકાર કરશે.

મારી મા કે જે સદર અદાલતના શાસ્ત્રી સુરજરામની ભાણેજ હતી, અને જેના એ ભાઈ અને પીતા દશકગ્રથી ભણેલા સામવેદી હતા તેની પુત્રી હતી. તથી કરીને પિતા અને માતાના કુખમાં વેદ અને શાસ્ત્ર પરંપરાથી ચાલતા આવ્યા છે તે કૂળમા મારો જન્મ થયો હતો અને બાળકપણુથીજ પાણિનીની વ્યાકરણુના સૂત્રોની અષ્ટાધ્યાયી મને શિખવવા માટે એક વૈદિક રાખ્યો હતો. અને ઘરમાં પેઢીધર પેઢી શ્રીમદ્ ભાગવતની કથા દર વર્ષ વંચાતી, તેથી કરીને માતા પિતા તથા કુલાચારના સંસ્કારોની છાપ મન ઉપર પડી છે તે શબ્દરૂપે લખાઈ કવિતામા પ્રગટ થઈ છે. વિસ્તાર ભયને લીધે વિદ્વજનોના ચરણુમા આ વિવેચન વધુ ન કરતા પુસ્તક મુકવામાં આવે છે. જગન્નિયામક પ્રેરક પ્રભુએ જે કાઈ પ્રેરણા કરી તે જનમડળની આગળ નિરભિમાનથી મુકવામાં આવી છે. મારાં કાવ્યથી મેં જે લખ્યુ છે તેથી જનસમુદાયને વેદશાસ્ત્ર ઉપર રૂચી થાઓ અને શિવની અષ્ટમુર્તિ જે આ જગતમા પ્રત્યક્ષ દેખાય છે તે એટલે કે ૧ અગ્નિ, ૨વાયુ, ૩ આદિત્ય, ૪ ચંદ્ર, ૫ સૂર્ય, ૬ અષ્ટ વસુઓ, ૭ મનવાણી અને પ્રેરકરૂપેઅને ૮ પ્રજાના ઉત્પાદકરૂપ જળરૂપ છે. તે સદાશિવ સર્વનું કલ્યાણ કરો એજ અમારીમનોભાવના છે.

નાગર ફળીઆ સુરત.<br>માર્ગશર્ષ શુકલ ૧<br>સવત ૧૯૮૦

ઇન્દિરાનંદ લલિતાનંદ પંડિત.



# અનુક્રમણિકા.

| અનુક્રમ | પદ્યની પ્રથમ પંક્તિ. | પૃષ્ઠ. |
|---|---|---|

## બાળલહરી.



## ગુરૂલહરી.



## વાત્સલ્ય ભાવ લહરી.



## યજ્ઞોપવિત સમયે ઉપદેશ.



## શક્તિ સ્તુતિ.



## લગ્નમાં ગાવાના ગીત.



# શ્રી કાવ્યાનંદ નિધિ.

## સમષ્ટિ અને વ્યાષ્ટિના જનક જનુનીને પ્રેમભક્તિપૂર્વક સમર્પણ.

## (૧) સુમંગળ લહરી.

### તરંગ ૧ લો.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

કાવ્યાનંદ નિધિ વિશે સુલહરી, મંજુલ મ્હાલે ધીમી,
વ્હેતી ગંગ તરંગ ભારતિ રસે, સદ્ભક્તિમાં ભાવિની,
વાયે છે નવવિધ ચાલી સમિરે, સ્વચ્છંદ છંદે અમી,
ટાળો તે તમ તાપ ક્લેશ હરતાં, સાફલ્ય કલ્પ દ્રુમી; ૧

જેને ચાર છ ને અઢાર વરણ્યું, સર્વસ્વ રૂપી પિતા,
જે છે સર્વ સ્થળે ત્રિકાળ મહિને, પરમાણુમાં સર્વદા;
જે છે પ્રેરક સાક્ષિ વૃત્તિ બધીનો, સ્ફુરે પળેપળ જુદા,
તે યોગેશ્વર સર્વ શક્તિ બલ દો, સંકલ્પ સત્યે સદા. ૨

વૃત્તિ સર્વ સમેટિ જીવ ઝટ જા, સામાન્ય ચૈતન્યમાં,
નિર્વિકલ્પ સમાધિમાં ગળી જજે, તું બિંદુ સિંધુ ત્યહાં;
ત્યારે દેહ મીઠાની પુતળી સમા, ઓગાળી યોગાગ્નિમાં,
થા સર્વેશ્વર સર્વ શક્તિ સબળા, પ્રેમે ચિદાનંદમાં. ૩

૧ **ભાવાર્થ**—બ્રહ્મરૂપ આનંદ નિધિમાં લહેરો આવે છે. તેમાં ગંગા સમાન તરંગ ભરી રસમય ભારતિ ભક્તિ ભાવ જળે ભરી પ્રેમે પાવન કરનારી વહે છે–મળે છે અનેક મુખથી પર્યવસાન જે જળનિધિ, તેમાં ગંગા મળે છે તેના તરંગ જે પ્રત્યેક છંદ તે અવિદ્યા, ત્રિવિધિ, તાપ અને પંચ ક્લેશને ટાળો અને શાંતિ આપો એટલે મારી મહેનત સફળ થઇ એમ હું સમજીશ એ કલ્પદ્રુમ સમાન કવિતા તમારા સંકલ્પ સિદ્ધ કરો

---

## તરંગ ૨ જો.

### દ્રુતવિલંબિત વૃત્ત.

સુમન આ સુમનાંજલી પ્રેમથી,
કવિ મનીષી તણા ચરણે મૂકી,
રવિ શશિ સમ એક પ્રકાશથી,
કલમના મુજ દોષ હરો શાંતિ  ૧

કલિ મલો હરજો હર થૈ સુદા,
ભરી રહો ભલી ભારતિ ત્રિપદા,
સુહૃદ ભાવ ભરો ભવ મિત્રતા,
ચિત્ત ચિંતિ સુપ્રકાશિત ચંદ્રિકા  ૨

કરૂ સ્વદેશ સ્વબંધુની સેવના,
અણુ અણુ નિજ અંગની ભાવના;
અખિલ અંગ સ્વરૂપ વિરાટના,
જયમ ઘટાદિક ઘાટ મૃદંગના[1]  ૩

ઘટ થકી પ્રથમે મૃદ પીંડમા,
ઘટ વિશે પણ છે મૃદ અન્યના,
ચુરણ ઠીકરી તે પણ માટીના,
ત્રણ સ્થિતિ મહિં માટી વિના ન અહાં.  ૪

સ્થિતિ રૂપાંતરમાં ગુણ મૃત્તિકા,
કરમને ધરમે પણ મૃત્તિકા;

---

૧ માટીની પુતળી ( મૃદ=માટી, અંગના=સ્ત્રિ ). માટીનુ શરીર.

ત્યમ તું વિશ્વ વિરાટ જગત્સહા,[ર]
જહાં મુકો ત્રણુ કાલ સુમૃત્તિકા. ૫
હું પદ ધારી ધરી મન કલ્પના,
છુટી ગયો થઇ વ્યષ્ટિ તું દ્વૈતમાં,
ભ્રમિત થઈ ભમતો કલિ કલેશમાં,
તજ હું ભાવ તું અંગ સમષ્ટિમાં. ૬
ચિદ વિલાસ મને દૃઢ એ કર,
જીવ દશા તજ શિવ સ્વયંહર,
સરવ શક્તિ અને સરવેશ્વર,
નથી ન અન્ય જગે જગદીશ્વર. ૭

---

## તરંગ ૩ જો.

### રાગ બિભાસ-તાલ દાદરો.

મંગલમય ઉગ્યું[૧] પ્રભાત, ગાય બ્રહ્મનંદિની,
વિશ્વ[૨]વાડી ખીલી રહી શર્વરી સંતાઇ ગઇ,
ઠેર ઠેર છે પથરાઈ ચાદરો સુહાસિની. મં૦ ૧
ધવલ ગિરિ શિખર કૈલાસ, ઓપતાં રવિ કિરણુ ઉજાસ,
તોડતાં ભવબંધ પાશ શીતળ લ્હેર ગંગની. મં૦ ૨
નીલબસન[૩] ઉર કઠોર, તળેટી [૪]ગર્જણીનોદોર,
ફળફુલ કણુ સાથી હોર, લૂટતાં વિહંગની. મં૦ ૩
ચક્રવાક[૫] પતિની સંગ, ખોઇને વિયોગ અંગ,
ખળખળ પ્રીતિ ભક્તિ ઓઘ[૬], લ્હેર વ્હે પ્રભુતાની. મં૦ ૪
વિવિધ પંખીના ટહુકાર, સપ્ત[૭]સૂર ઓમકાર,

---

ર વ્યષ્ટિનો પ્રત્યય મટોડીના ઘાટ તે મટોડીનુજ અંગ

૧ આત્મીયજ્ઞાનથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ તેથી પ્રભાત પ્રકાશ થવા માંડયો ૨ વ્યષ્ટિરૂપ આ દેહ અને સમષ્ટિરૂપ વાડી ખીલી રહી

૩ લીલોતરી. ૪ પર્વતની ટેકરીઓ ૫ એક જાતનુ પક્ષી ૬ પ્રવાહ ૭ સઘળા સૂર ઓમકારમાંથી નીકળ્યા છે અને તેના સાત મુખ્ય વિભાગ પડયા છે, તેમજ પ્રત્યેક નાદ ઓમકારમય છે એવી શાસ્ત્રકારોની માન્યતા છે.

પ્રગટનાદ બ્રહ્મસાર, ઠેર ઠેર જાણી મં૦ ૫
શશિ રવિ વિદ્યુત વન્હિ, જ્યોતિની જે જ્યોતિરૂપ,
આનંદ ઓમ્ એજ રૂપ, બોધ દે જગવંદિની. મં૦ ૬
ઇન્દિરા અખંડ જ્યોતિ, ઝગમગ ઉરમાંહ્ય સ્હોતિ,
અંતરના અંતરમાં, ચિદ્રુપ ભવ ભંજની. મં૦ ૭

---

## તરંગ ૪ થો.

### શાર્દૂલવિક્રીડિત.

જે છે રંકની દાઝ, જાણિ ભૂમિના, લોભી હણે ઘાતકી,
જેનો અશ્વ, જળે સ્થળે વિચરતાં, વિધ્વંસ તો પાતકી,
જે છે સૃષ્ટિ અખીલ અંગ મહિ ને, તેના નિમો તે નકી,
છે છે ધર્મ કલંકી કલુષો કાપે, ભજો તે હરી.

---

## તરંગ ૫ મો.

### હરિગીત.

જય કલ્કિ રૂપ ધર, ભીતિ ભયહર, વીર નરવર સેવીતં,
છે યુવક રૂપ ષોડસ વરસ કર, અશ્વ અવનિ જલ સ્થલં;
ગો વિપ્ર વેદ સતિ સંત સાધુ, સત્યમાર્ગ રક્ષણ ભરં,
યુગ યુગ પ્રતિ અવતાર હરિ લો, ધર્મ સંસ્થાપન કરં. ૧
છો શ્યામ સુંદર, કિરીટ કુંડલ, પીત પીતાંબર ધરં,
ઉપવિત બાહુ આજાન અસિકર, દિવ્ય ભાલ તીલક વરં;
કટિ કચ્છ કસિ પદ કમળ ધસતાં દુષ્ટ અરિ દલ દલનકં,
ચંડભાનું પ્રભા પ્રકાશીત, રૂચીર હાસ્ય વિહારિણું ૨
ભવ્યભાલ, કરાલ ભ્રકુટી, વિજયમાળ વિમોહકં,

આયુધ અષ્ટાદશ ધર, વિમાન નૌ દુર્ગાદિક,
નવનિધિ, રિદ્ધિ સિદ્ધિ, સેવિત, ધ્વજ ઉડત સુમંગલં,
અભય મોક્ષ સ્વધર્મ સ્થાપક, ધાન્ય ધન વસુધાભરં. ૩
ભય કારણી, દુર્ગાભવાનિ, ભીડ ભંજન, તમ કરં,
ચંડીકા, ચંડા પ્રચંડી, ચમક, દિવ્ય, અરિ દમં,
કરાલ, કુમુદા, કામદા, ક્રુર, બાણુ, ગારૂડી, ગિરિ, સ્વયં,
રૂચીર, રમણી, શાંત, સુંદર, શીઘ્ર, ગમની મનહરં. ૪
દૃગ કમલ દલ આરક્ત વિરશ્રી, દરશું દૈત્ય નિકંપનં,
કવિ મનીષી હંસ માનસ, બુદ્ધિ ચંદ્ર પ્રભા ભરં,
મમ હૃદય ભક્તિ ભાવ દ્રઢ કર, ધ્યેય જ્ઞેય પરમારપદં,
ઇન્દિરા આનંદ પ્રિયરૂપ, અરૂપ માનવ રૂપ ધરં. ૫

---

## તરંગ ૬ ઠ્ઠો.

### રોલાવૃત્ત.

હું મ્હારૂં એ વ્યક્તિ, સાંકડું મન હરીને,
ભરે માતૃનો ભાવ, ભજો તેવા શ્રી હરિને. ૧
દિશારૂપ ધર્યું વસ્ત્ર, રૂદ્ર રૂપ આંખો રાતી,
વરી ચંડ ચંડિકા, સાધને શક્તિ રાતી. ૨
મહા કાળના કાળ, રૂપ કાલાગ્નિ રૂપે,
રૂદ્ર કરે સંહાર, શક્તિ શિવ એક અરૂપે ૩
રૂપ રૂપ પ્રતિ રૂપ, હૃદય ગુંહામાં ભાસે,
સાધુ સંત કવિ મુનિ, મનમાં માત્ર વિકાસે. ૪
અંતરમાં પ્રજ્વલિત, અગ્નિ વ્યાપ્યો છે જેને;
ભજો ભજો ત્રિગુણાત્મ,' શક્તિને શિવ છે તેને. ૫
માત તાત એ સત્ય, અવરતો ક્ષણિક કહીએ,
પ્રજ્ઞા રૂપ પ્રેરતાં, વ્યક્તિ સમષ્ટિ લહીએ. ૬
અસિ કરમાં ધરી અશ્વ, મુકુટ મણિ રવિ શશી શોભે.

પીતાંબર ધરિ સ્વાર, નિરખતા અરિ દળ ક્ષોભે. ૭
દેખાવે રાજસી, કર્મ તમ ગુણથી ઘોરે,
તો પણ સ્થાપે સત્વ, શાંતિ સુખ સ્હોને જોરે. ૮
શતઘ્ની ને ભૂષંડિ, સહસ્રઘ્ની ને તરણી;
કોટ શસ્ત્ર ને અસ્ત્ર, યંત્ર એ સૌ સુખ ભરણી ૯
સાધનથી સંપન્ન, શિવ શક્તિ સહુ સુખકર,
ધાર્મિકને ધન રાજ્ય, લોભીના અંતક એ હર. ૧૦
ઊતારે ભૂભાર, ભક્ત રક્ષણને કાજે,
ધર્મ સ્થાપવા મનુજ, ધરી અવતાર વિરાજે. ૧૧
કાળ ચક્રની નેમિ, ફેરવે વારા ફરતી,
સૂત્ર ધર્મના સ્થાપી, પ્રજા સુખ શાંતિ વિચરતી. ૧૨
ભલે સુખી થૈ સુએ, કીડી મંકોડી દરમાં,
ભલે ગગનમા ઉડી, ઝુલે ડાળે ખગ ફરતાં. ૧૩
ભલે મચ્છીઓ તરે, ઊદધિમા વિહરતાં,
ભલે હરિણ ને અજા, તૃણ નિર્ભય થઈ ચરતા ૧૪
ભલે વ્યાઘ્ર, વરૂ, સર્પ ગુહા ઊંડીમાં ઠરતા,
ભલે નાગણી, નાગ, ભેરવી ડ વિહરતા ૧૫
મધુર કીડી ને કીડી–તણુ ઘર સૌથી વ્હાલૂં,
મધુર વન્ન મેદાન, સિંહને નિજ વન કાલૂં ૧૬
કુંજર વનનો શકે, નહીં જૈ ઊંદર દરમાં,
સર્વ સર્વને ઘેર, સુખી અભિમાની ઘરમાં ૧૭
અખિલ વિશ્વમા છેજ, સર્વથી નિજ ઘર પ્યારૂં,
ઇંદ્રાસન મળ્યૂં તોય, મચ્છીને નિધિજળ સારૂં. ૧૮
મધુર મધુર સર્વને, નિજ ઘર સૌથી વ્હાલૂં,
પૃથ્વિ ફરી ફરી ઘેર, આવતા સુખ સુખ ભાળ્યૂં ૧૯
હૂ મ્હારૂં જ્યા છેજ, ત્યાંહ અભિમાનજ મ્હારૂં,
માતપિતા નિજનાર, રમે બાળક ત્યા કાલું. ૨૦
ઘર ખેતરને ધન્ન, ધંધ ઘર તે છે મ્હારૂં,
સદાનંદ સુખ ધામ, પ્રીતિ ઉત્સવ ત્યાં ધારૂં. ૨૧

દેશ દેશ વિદેશ, મ્હેલ નૃપતિના ચારૂ;
"ત્યાં આવે નહીં ઉંઘ" જન્મભૂ પર દીલ મ્હારૂં. ૨૨
આળોટું ઉત્સવે, સાદડી પર હું ભાવે,
ઊંચા પલંગો ઉપર, પ્રદેશે ઊંઘ ન આવે. ૨૩
ધન્ય માતૃભૂ તને, ધન્ય સ્વદેશ તું મ્હારા,
જન્મી ઊછર્યો ત્યાજ, પ્રાણ પણ પડજો મ્હારા ૨૪
વાર વાર અભિમાન, જન્મભૂ કહેતા મુખડું,
સપ્રેમે મલકાય, અજબ કૈ થાએ સુખડું. ૨૫
તુજ સેવામાં તન્ન, મન્ન, ધન, જન સમુદાએ,
સાર્થક જીવ્યું થાય, અર્પું તો ઊત્સવ થાએ. ૨૬
અજબ અજબ ભૂ માતૃ, જન્મભૂ સેવા પ્યારી;
તુજથી અન્ય ન કાંઇ, જગતમા વસ્તુ મ્હારી. ૨૭
ઓ ! મધુર મધુરથી મધુર ! અજબ ! ઇશ્વરી જગદબે !
સુવર્ણભૂ ગુજરાત, જાય મન ત્યાં અવિલંબે. ૨૮
અમેરીકા, ઇંગ્લાંડ, મ્હાંય વસીં દેહ પરંતુ;
અજબ સુરતમાં જાય, દોડી મન સ્હેજ હસંતું. ૨૯
જોઇ ધૂં સ્ટેશન, અરે ઓ ગાડી થોભી,
મુજ ઘરની ઘરનાર, બારી બાળકથી શોભી. ૩૦
જુઓ રડે છે બાળ, તાત તુજ આવ્યા કહે છે;
કેડે છાનું રહી પ્રેમ ઉત્સુક જુએ છે. ૩૧
ઓ ભ્રાંતિ હુ કયાંહ, સુરતમાં કે ઇગ્લાંડે !
રહ્યો સમાધી મ્હાંય, જન્મભૂ પ્રેમ અખંડે. ૩૨
હર્ષઘેલી ઉભરાઇ, અધીરી ધીરજ ખોએ;
હવે નથી કંઇ વાર, યોગ્ય સંયોગજ હોએ. ૩૩
અરે કલમને કાવ્ય ! થઈ સાવધ જા વ્હેલી;
પ્રસ્તુત ગા અવતાર, છંદ સ્વછંદે સેળી. ૩૪
કલિમલ ધોય કલંકિ બોધ શ્રુતિ વાકયે બોધે;

દર્શન થાએ સ્હેજ, સ્મરતાં સમાધિ યોગે. ૩૫
બળદ તણી ઝુંસરી, નાથને પણ ના રાખી;
સ્વતંત્રતા હે સર્વ, એવો અંતર સાક્ષિ. ૩૬
ધુતારા દાંભિક ધર્મ અંધાની ટોળી,
વિખેરી છે દુકાન, નાંખી આચાર્યની હોળી. ૩૭
કીડી પર નહીં કટક, ચઢાવી દર હરનારા,
ખોટ મુકીને આણુ, પ્રાણીના રક્ષણહારા ૩૮
કલંક રહીત કલકિ છેજ ભગવાન થનારા,
વ્યાસાદિક છે ગાય સંયમે નીરખનારા. ૩૯
વર્ણાશ્રમને ધર્મ, રક્ષી જાતે ભજનારા;
અંતરથી ભગવાન, ધર્મ સ્થાપન કરનારા. ૪૦
બ્રહ્માથી તે કીટ, સુધી સમ દૃષ્ટિ જેની,
સર્પ, વ્યાઘ્ર ને વરૂ, ઉપર પણ કરૂણા એની. ૪૧
પરદેશી વ્યાપાર, ચક્રપર ને કુંવારા,
નહીં કોઇને દુઃખ, સુખ સુખ સુખ ભરનારા. ૪૨
વ્યભીચાર નિર્મૂળ, બાલહત્યા, રંડાપો,
વિધવા વિધુર ન કોઈ, લેશ થાએ નહીં પાપો. ૪૩
સમરસ ધનના ભાગ, ભૂમિ હક સરખા ચાલે,
ઘેર ઘેર સામ્રાજ્ય, સર્વ સ્વતંત્રે મ્હાલે. ૪૪
એવા ઇશ્વર છેજ, કલંકિ અવતરનારા,
ભાગવતે કહે વ્યાસ, ષડૈશ્વર્યે ભરનારા. ૪૫
કલિ કલેશને કપટ ચપટ કરી પ્રીતિ ભરનારા,
ભ્રાતૃભાવ ભૂમિમાં, ઐક્યથી સાંગળનારા. ૪૬
નંદ ઇન્દિરા ગાય, સૃષ્ટિક્રમ માંય. સ્વધર્મ;
સ્થાપન કરીને વેદ, શાસ્ત્રના હાથે ધર્મ. ૪૭

---

## તરંગ ૭ મો.

### વસંતતિલકા.

શી રીતથી નમુ તને, કઇ વાણીએથી,
શી રીતથી ધરીહું ધ્યાન નમુ કરેથી;
શી રીતથી પૂજુ તને પુર ભક્તિએથી,
અંતતિશે અનુભવું, પિતુ સ્નેહ તેથી. ૧

આ આર્યભૂમિ જયદા જ્ઞાન શ્રુતિ સ્વરૂપે,
યોગીશ્વરા સતત સેવુ તુ વિશ્વરૂપે;
સદ્ ભ્રાતૃભાવ ધરીને ગણું આત્મરૂપે,
આનંદરૂપ અવિનાશી અનંતરૂપે. ૨

આ જગ્ત તુજ પ્રતિમા નહીં વેદ વ્યાપી,
કર્તવ્ય પ્રેરી સત સંગતિ રેહ આપી,
સેવું સ્વદેશ પુર ભક્તિથી એમ જાપી,
આ આર્યભૂ વીર નરો મહીં ધર્મ સ્થાપી. ૩

સ્થાપે સ્વતંત્ર સુખ શ્રી કર્તવ્ય એવા,
પ્રેરી સુકાવ્ય મહી મંગલ તુજ તેવા,
સન્નામ ગુણ કરમો ઇશ આપનારા,
સદ્ભાવ સાત્વિક કવિવર ગાન તારા. ૪

જેણે દઈ જનમને પયપાન આપ્યું,
વાત્સલ્ય ભાવ ભરતા તનુ મન્ન સ્થાપ્યું,
કર્તવ્ય બુદ્ધિ દઇ બોધ વિજ્ઞાન વ્યાપ્યુ,
યોગીશ્વરા સતત ચિત્ત તુંમાં સમાપ્યું. ૫

આનંદ રૂપ અવિનાશી મહીં સ્વપ્રાણ,
અર્પી હું દીપ બળી થાઉં પ્રચંડ ભાણ;
શક્તિ પ્રતાપ બળ તેજનિ મોટી ખાણ,
ઊઘાડી આપું વીર હિંદ મહીં સુજાણ. ૬

જાપાનના વીર રવિ તનુજો પ્રતાપી,

છે હિંદના રજપુતો અહીંના નિવાસી;
ચાલ્યા શિકંદર મહમ્મદ જે વિનાશી,
હાર્યા વસ્યા જઇ જપાન અહીંથી નાશી. ૭

---

## તરંગ ૮ મો.

### શાર્દૂલવિક્રીડિત.

દેહાધ્યાસ ધિમે ધિમે ઘટી જતા સંસ્કાર ઝાંખા થયા,
આનંદે તનમન ભૂખ મલપે, તિમિર જાડયો ગયાં;
આપે છે સદ્ચીદ જ્ઞાન મુજને સ્વરૂપ ત્રિ દેહમાં,
તે તેજોમય બ્રહ્મઓમ શુભદો ! સત્કાવ્ય નામે હમા.

---

## તરંગ ૯ મો.

### વસંતતિલકા.

યોગેશ્વરા શિવ તુ જો નિજ ભક્ત સામે,
તોડી કુટીલ કપટો કવિ કલેશ વામે;
દાતા સ્વતંત્ર નિજ દેશની ભક્તિ જામે,
પ્રીતિ પરસ્પરથી જોડી કરાવ કામે. ૧
જેણે તજ્યાં હુંપદ સ્વાર્થ પરોપકારે,
જાતે તરી અવર સંધ શું તેજ તારે;
તેનાજ શિવ સુણશે દુ:ખના પુકારે,
સર્વાંતરે સતત જ્યોત અખંડ દ્વારે. ૨

---

# (૨) ઈશ્વર જ્ઞાન લહરી.

## તરંગ ૧૦ મો

### કલ્યાણ યમન.

કોણ તું તે પિતૃ, પાલક કહાવે. ટેક.
જાણું નહીં કોણ ક્ષણ ક્ષણ રક્ષણ,
કરતો રહી ગુપ્ત આપ્ત સ્વભાવે. કો. ૧
ઊંઘું ત્યાહારે અન્ન પચાવે,
પ્રાણ હૃદય રક્ત નિયમે ચલાવે. કો. ૨
ગભરાઉં ત્યારે સ્વપ્નની દ્વારે,
ધૈર્ય દે સૂચક માર્ગ બતાવે કો. ૩
ઉત્તેજન દે આનંદ આપી,
સત્કર્મ શ્રુતિ મર્મ શર્મને લાવે. કો. ૪
સાક્ષિ સુહૃદ સખા એકાંત માહે,
વાત વિનોદ કરે પ્રીત ભાવે કો ૫
નંદ ઇન્દિરા હૃદય વિકાસક,
પૂર્ણ પ્રકાશક કાવ્ય કરાવે. કો. ૬

---

## તરંગ ૧૧ મો.

### શાલિની.

જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાયે,
ત્યારે ત્યારે જન્મુ હુ લેઈ કાયે;
પાપીઓને આપી શિક્ષા વિદારૂં, ૧
સાધુ સંતો રક્ષવા લક્ષ્ય મ્હારૂં,
દુષ્ટોને દે દંડ શુદ્ધિ સુધારૂં,
સાધુઓને સંકટોથી ઉગારૂ;
યુગે યુગે ધર્મ સંસ્થાપનારૂં,
કર્મે જ્ઞાને યોગ ચારિત્ર્ય મ્હારૂં. ૨

---

## તરંગ ૧૨ મો.

### ધ્રુપદ[1] માત્રા ૧૨.

મંગળ કર ઓમકાર, વધાવીને વારવાર,
સુમન ભક્તિ યોગ વાર, સિંચી પુકારૂ શિવને, મંગળ૦ ૧
જ્ઞાનને વિજ્ઞાન રૂપ, અનુપ સાક્ષિ ચિદ સ્વરૂપ,
શક્તિ સકળ અકળ તુજ, કયમ કળાય દેવને, મંગળ૦ ૨
વેદરૂપ, વાણીરૂપ, નામ રૂપ, રંગ તુજ,
છે ન છે શું હું કહું જ, જગવપુ વિલાસીને, મંગળ૦ ૩
અમૃત અર્ણવ અગાધ, અસ્તિ, ભાતિ, પ્રિય આબાધ,
ઋત, સત્ય, સ્વસવેદ્ય, નિત્ય અનુભુતને, મંગળ૦ ૪
સામ શારદા છે ગાય, હંસ મુનિ માનસ કહેવાય,
ઉન્મત કવિ મસ્ત થાય, મુક્તિફળ વિહારીને, મંગળ૦ ૫
ભવભય દુઃખ દૂરજાય, શાંતિ ચંદ્રિકા પથરાય,
કૃત કૃત્ય વ્યષ્ટિ થાય, સમષ્ટિમા સમાઇને, મંગળ૦ ૬
વેદવાણી ચૂપ થઇ, નેતિ નેતિ ગાઇ રહી,
વિકૃતિ કૃતિ વર્ણથઈ, વર્ણતા અવર્ણ્યને, મંગળ૦ ૭
તિમિર જેમ રવિ ઉજાશ આપવાથી રાખે આશ,
તેવી વાણી થઈ નિરાશ, પામી નાહિ પારને, મંગળ૦ ૮
ઇન્દિરાએ અજબ અનુપ, નિર્ગુણ તે સગુણ રૂપ;
અદ્વય હ્રદયમાં ચિદસ્વરૂપ,ચિત્તમાં ચિતિ આણીને, મંગળ૦ ૯

---

## તરંગ ૧૩ મો

### સાખી-દોહરા.*

મીઠા દૂધથી દહીં બને, ખાટું કયમ તે જાણુ,
કયા નિયમથી ખાટી જે, કેરી ગળી થઇ જાણુ.

---

૧ (૧) આ પદ ભૈરવ, દીપક, મેઘ, હીંડોળ અને માલકોશ રાગમાં પણ ગાઇ શકાય છે.

વલણ

કાર્ય કારણ વીણ ના થાય કંઇ,
અણું અણું માંગતી પળ પળ મહીં. ૧

અજ્ઞાની અશક્ત જે,જડ કયમ કરશે કાર્ય,
અચુક નિયમ હેતુ દીસે, અતર્ક્યને અનિવાર્ય.
અલ્પ ઇન્દ્રિયા જાણી શું શકશે,
વૃત્તિ વિકલ જઈ સંકલ્પ હશે. ૨

કર અગ્નિનું મથન તું, પ્રાણ નિરોધે રોક,
સોમવલ્લી અમૃત પીતાં, સમશે સઘળો શોક.
વિશ્વ તૈજસથી પર પ્રાજ્ઞ દીસે,
તેજ, હું, અલ્પ જીવ શિવ સ્વરૂપ થશે. ૩

સુખ શાંતિ આનંદમા, ઇન્દ્રિયા ઓમકાર,
નિત્ય અનુભવ બોધરૂપ, તું તે શ્રુતિ કહે સાર.
સર્વ શક્તિ ચેતન એક રસ ભર્યું,
કષ્ટ હું પર ત્રણ દેહમાય નર્યું. ૪

વેદ શાસ્ત્ર ગુરૂજન તણા, શરણે જા સુખકાર,
અબાધિત અલૌકીક, દૃષ્ટિ દેશે સાર,
જેમ મથન થતાં દધિ ઘૃત કરે,
તેમ શાસ્ત્ર વિચાર તે સત્ય ભરે. ૫

સાખી.

જીવન મુક્તનું કર્મને, જગત વ્યવહાર સમસ્ત,
એક અંશમાં સ્થિતિ કરે, ન ભીંજે નલિની દળવત.
સદા દૃષ્ટિ મોલી શિર ઘટ પરે,
ન્યાયપર ઉપકૃતિ આનંદ ઝરે. ૬

ભીંજી ભીંજાવે સર્વને, શાંતિ પ્રશાંતિ ભરેજ, ×
ચિદઘન ચીર ઘન તડુકીને, ઝડીપર ઝડી વરસેજ.

---

× પોતાના વક્તવ્ય કાવ્યથી વરસાદની પેઠે ભીંજાવી અંતરને રસમય કરી રહે છે.

જોરે પવન ફુંકાય છે વૃક્ષપરે,
મૂળ સહીત ઊખેડી કલેશ હરે. ૭
ચિદાનંદ સત ઓમનો, સતત પ્રવાહ વહેજ,
નવ્વાણુ નિજ રૂપમાં, યોગિ ઇન્દિરા છેજ.
કાવ્ય રંગ તરંગે સ્થિતિ કરે,
પ્રેમ પયોદ ઉરમા સતત્ ઝરે. ૮

## તરંગ ૧૪ મો.

હાલેરે મારા હરિને હાલો એ ઢાળની ગરબી—દીપચંદી.

પ્રભુ જ્ઞાનરૂપ રહ્યા હૃદયે,
શક્તિ સર્વ અગાધ દે અભયે. પ્રભુ. ૧
રવિ જળ મ્હાય પ્રતિ બીંબજે,
જણાય છે ઘટ ઘટ જળમાય તે. પ્રભુ. ૨
અવ્યકત તે દેખાય વ્યકત રૂપે,
અદ્વૈત તે ભિન્ન ભિન્નાકૃતિએ પ્રભુ ૩
દેશકાળ પરમાણુથી પર તે,
આધીન દેશ કાળ પર્માણુને છે. પ્રભુ. ૪
રવિ રશ્મિ ઘટ છીદ્રથી નીસરે,
ત્યમ ઇદ્રિદ્વારાએ જ્ઞાન ઝુરે. પ્રભુ. ૫
સ્વાધીન હતો સ્વતંત્ર જે શિવ તે,
પરાધીન પરતંત્ર જીવ થયો છે. પ્રભુ. ૬
પાપે લોભી જન પરધન્ન હરે,
પડે નર્કમાયને જન્મી મરે પ્રભુ. ૭
તરે વીરપર ઉપકૃતિ કરતે,
ફરી શિવ રૂપ નિજ પામી રહે. પ્રભુ. ૮
સ્વધર્મ એ સાધુજનો છે કહે,
વેદ શાસ્ત્ર પુરાણ પ્રમાણ દે પ્રભુ. ૯
થતાં જન્મ રૂદન થકી સુચવે,
કાયા કાજે અન્નને માવલી દે. પ્રભુ. ૧૦

હરે અન્ન તે આતતાઈ ગણ્યો,*
ગીતા કહે દેખો ત્યાં તેને હણ્યો. પ્રભુ. ૧૧
જમાડે જે તે માત તાત સમો,
ઈન્દિરાએ ઉર ધર શીખામણો. પ્રભુ. ૧૨



---

* રાજ્ય લોભે અન્ન લુટી જાય–શિકંદર જેવા–અથવા આપણા ધંધા રોજી વેપાર લક્ષ્મી હરે તેને આનતાઇ સમજવા કારણ કે આપણું અન્ન, જમાડનાર અને રાધનાર માવલી અથવા ધર્મપત્નિ, તેનુ હરણ કરનાર, આગ લગાડનાર આદિ, પાપ લોભથી કૃત્રિમ નિતિને ધારણ કરી પ્રપંચી ઉડવા ઉડાવવાના જવાબ આપે, મનવાણીને કર્મથી ભિન્ન ભિન્ન આચારણ-વાળા, તેને આનતાઇ સમજવા, અને સાધુ, પરોપકારી, વીરપુરૂષો, સામ્રાજ્ઞી વિકટોરીયા સમાન નૃપ વર્ય, આત્મા, ઈશ્વર, માનતાત સમાન પુજ્ય ગણવા એ અપૂર્વ વેદશાસ્ત્ર, પુરાણ, ગીતાથી સપ્રમાણે સ્વધર્મ તારનાર બોધ સિદ્ધાંતો દ્વારા પ્રગટ કર્યો છે

ઊકરું ધર્મકાન્ત, આ કવિતા રાત્રે ત્રણ વાગે લખતો-હતો, ત્યારે જાગી, બા–મામ મામ્ બોલ્યો ધાવવાનુ માગ્યું તે પરથી જગતમાં બા-અને મામ મામ નિજ જીવનતત્વ સ્પષ્ટ જણાય છે.

# (૩) વેદાંત લહરી.

## તરંગ ૧૫ મો.

### શંકરા ભરણ-દાદરો.

જાણુ જાણુ જાણુ જેહ, જાણતો નથી,
છોડ છોડ છોડ જ્ઞાન, જડતણુ મથી ૧
ભૂલી જા તુ દ્રશ્ય નામ, રૂપ ભાવને,
સ્મર સ્મશરિ સાક્ષિ દ્રષ્ટુ આત્મરૂપને. ૨
શાંત રૂપ શિવ રૂપ, સ્વરૂપ અરૂપને,
સુખ રૂપ, પ્રીય રૂપ, અસ્તિ ભાતિને ૩
કરી નિષેધ સ્થૂલનો છે નેતિ નેતિ કહે,
શેષ સદા શિવ સ્વસં-વેદ્ય એક છે ૪
સામરાજ્ય ને સ્વરાજ્ય, ખોઈ સાનને,
વૃત્તિ ત્રણ હજાર છસોં, થકી વીટાઇને ૫
માહ મોહ પચ ક્લેશ, માય રોઈને,
ના નિરોધ ક્લિષ્ટ, વૃત્તિનો કર્યો કને. ૬
તાણી લે તુ અશ્વની, લગામ હાથમા,
ના જવા દે રથ શરીર, ખેંચી ખાડમા. ૭
સુહૃદ હૃદયમાંય તેજ પુંજ દેવને;
ઓળખ્યો ન શ્રુતિ પુકારી, દાખવે મને. ૮
ધર્મ મેઘની ઝડીથી જા ભીંજાઈને,
અમૃત ધાર વરસી રહી, પી ધરાઈને. ૯
નદ ઇન્દિરા શ્રીરામનાથ ઈષ્ટને
ભજી પ્રબોધ પ્રગટ થતાં, સ્વરૂપમા સમે. ૧૦

## તરગ ૧૬ મોં.

ત્રીતાલ ઠુમરી—મૈયા ન પકડ મેરી કળસે કનાઇ રે—એ રાહ

સદ રૂપ ચિદ રૂપ જીવ જો વિચારી, સં.
સ્થિતિ લય ઉદ્દભવ આદિ કારણ જગ;
લીલાને વિસ્તારી. સદ. ૧

ઊર્ણ નાભી જાળ, કોણ ને કેહેવી,
રમણી પ્રસારી. સદ. ૨
માત પિતા સમ ક્ષણ ક્ષણ રક્ષણ,
કરે કોણ ઠારી સદ ૩
અંતરના દુઃખ કોને કયાહાં કહેવાં,
રડતાં પોકારી. સદ. ૪
નંદ ઇન્દિરા દ્રઢ પ્રેમ ભક્તિ,
ઓમ રહે ઉચ્ચારી. સદ ૫

## તરંગ ૧૭ મો

### સોરઠ મલ્હાર-દીપચંદીતાલ.

મનુજા કર મન તત્વ વિચાર, ટેક.
સદ્‌ગુરૂ શાસ્ત્રને શ્રુતિ પથ સેવી,
તજતમ ક્લેશ વિકાર. મનુજા—૧
મૃગ જળ ભ્રાંતિ મ્હાય ભમે શીદ,
મળશે નહી કદી વાર. મનુ ૨
તું કોણ હું કોણ આ શું બધું છે,
કયાં જાવુ તે તું વિચાર. મનુ
શુ કર્તવ્ય શુ નહિં કરવુ તે,
દ્રશ્ય અદ્રશ્યને ધાર. મનુ. ૪
શાસ્ત્ર વડે શુ, શા વડે શાસ્ત્રો,
પામે ગુરૂથી વિસ્તાર મનુ. ૫
શુ જડ, શુ જીવ, શુ શીવ છે તે,
કારણ અદ્વય સાર. મનુ ૬
કયાંથી ઉઠે વૃત્તિ-અભિવ્ય જકને.
જોતાં ઉદય સંસ્કાર. મનુ. ૭
કયહાં સવિતા ભર્ગ શુ ધ્યાને,
ધરી ઓમ તત્પદાકાર. મનુ. ૮

ચાતક ચિતમાં અમી ઘન વરસે,
સહ ચિદ અમૃત ધાર. મનુ. ૯
લાગી ઝડી અખંડ આનંદે,
પ્રબોધથી નિર્વિકાર. મનુ. ૧૦
સ્વરૂપ સનાતન નામ ન રૂપ ન,
સુખ સાગર અપાર. મનુ. ૧૧
અષ્ટાંગ યોગે અનુભવ ઉરમાં,
ધોતાં સકળ સંસ્કાર. મનુ. ૧૨
નંદ ઇન્દિરા નિરવિકલ્પે,
વૃત્તિ લયે તદાકાર. મનુ. ૧૩

## તરંગ ૧૮ મો.

કુંમરી ત્રીતાલ–સૈયાં ન પકડ મોરી કરસેં કનાઈ રે–એ રાહ.

ભજી ભ્રમ દ્વૈત તું તો, હું પદે ભિખારી,—ટેક.

મુકી મણી મર્કટહે ! ચણોઠી સ્વિકારી;
હાથે કરી બંધ બાંધી, પછી રહે પુકારી. ભજી. ૧
પિંજરે ભરાઇ પંખી, ઉડ્ડાણુ વીસારી;
સાર્વ ભૌમપણુ છોડી, ભાવીગેં લાચારી. ભજી. ૨
પંચ* પંચ પંચ પૂંઠે, લાગ્યા છે વિકારી,
સતિ મતિ ગૃહીણી મુકી, ભાવે વ્યભીચારી. ભજી. ૩
ઇષ્ટ કૃપાંજન આંજે, જશે તમ તારી,
પ્રગટ પ્રબોધ ચંદ્ર ચંદ્રિકા વિહારી. ભજી. ૪
સુખ સુખ શાંતિશાંતિ, ચિદ્ અવિકારી;
ઇન્દિરા આનંદ નિધિ, તું ઓમકારી. ભજી. પં

---

* (૧) પંચ વૃત્તિ, પંચ વિષય, પંચ કલેશ આપે (૨) પંચભૂત (૩)પંચ પ્રાણ, (૪)પંચ ઇંદ્રિ (૫)પંચ વિષય મનની વૃત્તિ ખેંચી મનને વેકલ કરે છે.

# નીતિ લહરી.

## તરંગ ૧૯ મો.

### ભુજંગી

ક્યાંહા પુત્રવંતી સતી સાધવીઓ,
ક્યાંહાં વંઝને બોડકી કુટ્ટીનીઓ,
ક્યાંહા માતૃભૂ સેવકો સ્વાર્થ ત્યાગી,
ક્યાહાં દેશદ્રોહી કુટીલો અભાગી. ૧
ક્યાહાં બંધનો ન્યાતના વ્હેમ ખોટા,
ક્યાંહાં વર્ણને આશ્રમો સત્ય મોટા,
ક્યાંહાં આયુધો આત્મ રક્ષા કરંતા,
ક્યાંહાં ધાડ પાડુ ધસીને લૂટંતા. ૨
ક્યાહાં દુષ્ટ સીકંદરાદી વિદેશી,
ક્યાંહાં શીવ રાજા પ્રતાપી સ્વદેશી,
ક્યાંહાં વેદ વાણી ! ક્યાંહા મ્લેચ્છ કહાણી,
ક્યાહાં ફેળ ખસર્ણી, ક્યાહાં પટ્ટરાણી. ૩
ક્યાંહાં કોકિલા કાગડી કાકહંસ,
ક્યાંહાં કામધેનુ, વિનાશી વિધ્વંસ;
ક્યાંહાં રામ યુધિષ્ઠિરાદી નૃપાળ,
ક્યાહાં આપખુદી પ્રદેશીની જ્વાળ. ૪
ક્યાંહાં મીઠડાં સ્વાવલંબન ઉંચાં,
ક્યાંહાં ચાડીઆ કર્મ પ્રપંચ નીચાં;
ક્યાંહાં ભાડુતી બંદુકો તાકનારા,
ક્યાંહાં વીર ગો વેદ સંસ્થાપનારા. ૫
ક્યાંહાં આપ્તના બોધને લેખ મોટા,
ક્યાંહાં કાયદા શસ્ત્ર બળ જુલ્મી ખોટા;
ક્યાંહાં શર ભોળા અને નિર્વિકારી,
ક્યાંહાં હીંસકો છાકટા મત્ત ભારી. ૬

ક્યાંહા જ્ઞાનિ વકતા કવિ લેખકોજે,
ક્યાંહા મૂર્ખ દુરાગ્રહી પાપીઓ તે,
ક્યાંહાં ઇન્દિરા શારદા સદ્‌વિલાસી,
ક્યાંહાં ઘોર કંકાસ દારીદ્ર દાસી. ૭

ક્યાંહા ચાકરોને ઘરો સોંપનારી,
તડાકા કુસંગે જઈ મારનારી;
સદા આસુરી ભાવ વધારનારી,
ક્યાંહાં સ્વાવલંબી તનુ પીલનારી. ૮

પરાયાં ધનો માલને તાકનારી,
મુકી કાકડા કલેશ ઊગાવનારી;
ક્યાહાં બ્હારથી વ્હાલ બતાવનારી,
ક્યાંહાં સત્ય પ્રીતિ મઝો ઝીલનારી ૯

## તરંગ ૨૦ મો.

### રાગ ઝીંઓટી-તાલ દાદરા.

(કેતે સુખ હોત પ્રાન રામ નામ જપતે એ રાહ)

ઊદીત સૂખ મૂદીત સુખ, પરહીત રત થાતાં,
કસ્તુરી દબાવી ગંધ, દબે ન કષ્ઠ થાતા, ઊદીત ૧

સુખડયે સળગાવીએ તો, દશદીશ વિસ્તૃત હોય;
કષ્ટ થતાં કદી ન રોય, હર્ષમાં હમેશાં. ઊદી૦ ૨

તોપની સન્મુખ વીર, ભચકાય ભાળે ધસતા સ્થીર;
તદપી છોડતો ન ધીર, વિકળ નહીં વિંધાતા. ઊદી૦ ૩

પૂર્ણ ભક્તિ દૃઢ વિશ્વાસ, ઇષ્ટની સહાય આશ,
માતૃભૂમીનો એ દાસ, લોક સેવતામાં. ઊદી૦ ૪

સત્વ શૌર્ય ઉદય થાય, પ્રભુની પ્રીત ઉભરાય,
પ્રગટે પ્રેમ સમુદાય, પુન્ય ભાવ થાતાં. ઊદી૦ ૫

નંદ ઇન્દિરા સમાધિ, ઇષ્ટ સિદ્ધિ જ્યાં ત્યાં,
તરી તરાવે ભ્રાતૃભાવ, બંધન દુર જાતાં. ઊદી૦ ૬

# બાળલહરી.

## બાળકને બોધ.

## તરંગ ૨૧ મો.

વલણ.

અહો બાલ, થશો ન્યાલ એજ, બોધ છે ખરો—ટેક

સાખી.

શંકા વીણુ આદરિ કરો, માતતાત ગુરૂ વાણુ;
સદા શ્રેયસ્કર આપની, હિતકર શ્રુતિસમ ખાણુ.

વલણુ

કટુ હોય તેજ સદ્ય હરે, તાવ રોગને,
મીઠું હોય ઝેર ભર્યુ, આણે મોતને. ૧

સાખી.

ત્રણA અગ્નિ ત્રણ દેવને, જો ત્રણ જ્યોતિB જણાય;
તરિ ત્રણ દેહે લોક ત્રણ, જ્ઞાનરૂપ ઓમ્ થાય.

વલણ.

હરે જાડય ભરે સૂખને સ્વતંત્રતા સદાય;
અભય મોક્ષ શક્તિ સકલ, અલ્પી ભવ તરાય. અહો૦ ૨

સાખી.

* ચોર્યાસી લખ યોનિમા ચાર લાખ મનુષ્યોની,
યોનીએ જવુ આવવુ જીવને રેંટની કાણી.

---

A ગાર્હપત્ય, આવહનીય, દક્ષિણાગ્નિએ ત્રણ અગ્નિ
B વિદ્યુત, વન્હી, સૂર્ય

| | | |
|---|---|---|
| * ૪ | લાખવાર | મનુષ્ય યોનીના ફેરા. |
| ૯ | ,, | જળચર યોનીના જન્મ |
| ૧૧ | ,, | કૃમી |
| ૨૭ | , | જુદ્ર વૃક્ષ—પત્થર આદીના જન્મ. |
| ૧૦ | ,, | પક્ષીયોના જન્મ. |
| ૨૩ | ,, | ચોપગાં જાનવર. |
| ૮૪ | ,, | એકંદર જન્મ મરણુના ફેરા. |

વલણ.

મરણ જન્મ રોગ દુઃખ જરા વેઠવા સદાય,
માયા મરૂ વારીનો નપાર હાય હાય. અહો૦ ૩

સાખી.

નવજળચર અગીઆર કૃમિ, ચોપગમાં વીસલાખ,
સત્તાવીશ જડ પંચ દશ, મળી ચોર્યાશી લાખ.

વલણ.

ફરે જીવ ગાડવું ભવાબ્ધિ કાળ ચક્રમાં,
જ્યાં સુધી ભરે ન વારી, સંસ્કાર શુદ્ધ. અહો૦ ૪

સાખી.

વિકાર ખટ અજ્ઞાનમાં, અલ્પશક્તિને કલેશ,
પરાધીન તે શુ કરે ! ઝુંસરીમાં હંમેશ.

વલણ.

નહીં જોય સુખ જે સ્વતંત્રતાથી સુખનાં,
સદા રહે હૃદયની કમાન, ભયથી દાબમા. અહો૦ ૫

સાખી.

બ્હાર ભટકતી વૃત્તીઓ, અંતરમુખના થાય,
જ્યા સુધી સમષ્ટીમાં મનતનના જોડાય.

વલણ.

પિડે પંચ કલેશ ભૂખ તરસ, રોગ ભય સદા;
નહી શીવ શરણ ચરણ પાસ અભયમાં કદા. અહો૦ ૬

સાખી.

ફૂલ્યો ફાટી શું ફરે, સત્તા બળથી આમ.
જમડો ઝડપી એ ! જશે, ઉંદર બિલાડી તમામ.

વલણ.

હશે બાળ વૃદ્ધ રાય રંક મૃત્યુના મુખે,
હું હું કરતો ચણો જે ગર્વ, ફાટી જીવ ખુએ અહો૦ ૭

સાખી.

કાળ કર્મને કર્મ ફળ પાપ પુણ્ય સંસ્કાર,
સૃષ્ટિક્રમ અનુકથી, દંડે છે નિરધાર.

વલણ.

અચુક એ છે નિયમો, વિચાર વારવાર,
ઋતુ સમે છે ફળ, પ્રયત્ન વીણુ ઉગે એ સાર. અહો૦ ૮

સાખી.

રામકૃષ્ણ પ્રતાપને, વ્યાસ વશીષ્ટ મુનિ વર્ય;
સન્મુખ મન આગળ છબી, રાખી કર કર્તવ્ય.

વલણ.

સદ્‌ગુણ મૂર્તિમાં સહાય, ચિત્તથી'તી ઉર રાખ;
વેદશાસ્ત્ર પ્રણીત માર્ગ, આપ સેજે સાખ. અહો૦ ૯

સાખી.

ઇન્દિરા આનંદમાં, તજે ક્ષણિક જે વસ્ત,
સદચિદ સુખ, સ્વદેશરત લોક ભજે સમસ્ત.

વલણ.

નીતિ ન્યાયને નિગમ પથે, ચાલતાં વ્હેભાર,
દીન પ્રતિદીન ઉર્ધ્વ ગતિ કરે નિર્ધાર. અહો૦ ૧૦

સાખી.

પ્રાપ્ત થયું કર્તવ્યકર, તજી હું પદ નિષ્કામ;
દેખે ત્યાંથી મારવા, ષડરિપુ દલ સ્મરી રામ.

વલણ.

બર્જીત બીજના ઉગે ફરીથી જો ન રેહ સંસ્કાર;
સેવા સમષ્ટીની કરો, થાય નીજ ઉદ્ધાર. અહો૦ ૧૧

સાખી.

કાંદાંમાં છે જેમ પડ, બંધારણ, દુરગંધ;
કારણ દેહ ત્યમ જાણવો, સંસ્રુતિ થાવા કંદ.

વલણ.

અનેક દેહ જન્મમરણું, ગર્ભ દુઃખ છે અનંત;
પાપ પુણ્ય કર્મ ફળે, સુખ દુઃખો નિઃશંક. અહો૦ ૧૨

સાખી.

જળમાં દળ નલિની વસે, પણ જળથી ન ભીંજાય;
ત્યમ મન સંસારે વસે, તે નિર્લેપ કહેવાય.

વલણ.

' અશ્વ ઈદ્રીની લગામ બુદ્ધિથી દઢ
રોપકાર ભ્રાતૃભાવ થકી સેવતા ચડે            અહો૦ ૧૩

સાખી.

સમષ્ટીની સેવા કરે, મુકી વ્યષ્ટી નીજ સ્વાર્થ,
મહા પૂજા વીરાટની, છેજ એજ પુરૂષાર્થ.

વલણ.

રમાર્થ એ છે સ્વાર્થ સત્ય, ફુલહ તો કહેવાય.
સ્વાર્થ સાધવા જતા તો, અનેરો છેતરાય.            અહો૦ ૧૪

સાખી.

મનુષ્યનુ માણુસ પણું એજ છેજ શ્રુતિ મર્મ,
તેવીણુ તો છે પશુ પણું વિના ધર્મ સતકર્મ.

વલણ.

શ્રેયસ સાધવા સહાય, શુદ્ધિ બુદ્ધિને થવા.
સાધનો કરીને સાધ્ય, લો ઉંચે જવા.            અહો૦ ૧૫

સાખી.

તમોગુણી તે રાક્ષસો વરણુસંકરો તેહ,
દેશ દ્રોહી સ્વારથી ભુંડા, કુરવ્યસનમા રેહ.

વલણ.

પેટ પોસુ સ્વાર્થી જન્મ, ભારરૂપ તેહ,
શાસ્ત્ર ગુરૂ ઇશ તજે, ભ્રાતૃભાવ સ્નેહ.            અહો૦ ૧૬

સાખી.

દુઃખમાં દુઃખ તે મરણુ છે, ભૂખતરસ મ્હારોગ;
તેટળતાં સુખ શેષ છે, ષડૈશ્વર્ય સંયોગ.

વલણ.

મથે ઇન્દિરા આનંદ સત્વ શુદ્ધિ ને થવા,
સેતુ સરસ તરણુ તુંબી, સુખતીરે જવા.            અહો૦ ૧૭

# કાવ્યાનંદ નિધિ

## યુરોપીય જગદ્વ્યાપી પ્રચંડ યુદ્ધ લહરી.

### તરંગ ૨૨ મો.

(એક સમે હનુમાન ગઢ એ લય)

લાવણી એકતાલી.

અનત ને અગાધ, અખંડિત, એક અકલ શક્તિ,
દિવ્ય તેજ પરમેશ્વરની તે પ્રેરો સદ્દભક્તિ, ૧
ચંડજ્યોતિ શારદ તે કહીએ, વાગ્દેવી નમીએ,
સાવિત્રિ ગાયત્રિ વિદ્યા, પ્રબોધ જ્યા લઇએ, ૨
બ્રહ્મનદિની કુમારિકા એ, મયુર વાહિની છે,
પામર જનને કવિ મનીષો, ક્રાતદર્શિ કરી દે, ૩
વિણા પુસ્તક જેના કરમા. નૃત્યગાન કરતી,
જાડય તિમિર હણી, જ્ઞાન વિજ્ઞાને, સમૃદ્ધિ ભરતી, ૪
ઠીંગુ બાલક અખાડીમા ચઢવા વૃત્તિ કરે
કરીવરની શુડેથી તેવો, ઉત્સવ મુજ મન છે, ૫
શુ વરણુ તે ભાન નથી, પણ હિમત હારૂ નહિ,
વરદ હસ્ત કાચી કલમે પણ,—વરણુ સૂઝે કાંઇ. ૬
ચડ યુરોપી યુધ્ધ કારણું, પ્રભુ ઇચ્છાથી જેહ,
મચ્યુ ફ્રાન્સ ને મિત્ર રાજ્ય શુ, જર્મની સાથે તેહ, ૭
જમીન, જળમા સુરંગ છાની, કીલ્લા, બદર, કોટ,
જકડી લીધો બનાવી પિજર, સ્વદેશ જર્મન મ્હોટ, ૮
બેલજીયમનો જ્યા બળી થયો, તે રણયજ્ઞ મહાવીર,
સ્વતત્રતાને સત્ય ન્યાયની, પક્ષે રણમાં ધીર, ૯

સમરાંગણમાં લોહી રેડના, વહે નદી જેમ નીર,
બંધ થયા વ્યાપાર માર્ગને પ્રગતિ થઈ ગઈ સ્થિર, ૧૦
નંદ ઈન્દિરા અનંત હસ્તે, ખપ્પર કાળી અંબ,
ભરે લેઇ બળી તૃપ્ત યજ્ઞમા, ધર્મ સ્થાપવા ખંત, ૧૧
સૈન્યની સત્તા મહાન હોયે કે સામગ્રી મુખ્ય,
લક્ષ્મીબાઇની સત્તા મ્હોટી, જણાવશે આ યુધ્ધ, ૧૨
નક્કી કરવા રૂદ્ર અને યમ, મૃત્યુ પાસ લઇ હાથ,
ભૂત પ્રેત ડાકિની સંગાથે આવી કાળીકા માત ૧૩

---

(બાજે બાજે હો સામ પાય પેજનીયાં
એ રાહની ગરબી )

વાગે વાગે હો વાજા રણુ ભૂ ના
જાગે જાગે હો હૈયા નર વર ના ટેક.

સાખી

રક્ત છાતીમા છલકઇ, દિપે કાન્તિ મુખ લાલ;
માતૃ ભૂમિની ભક્તિમા, ધસે ધીર ધરી વ્હાલ.
(વલણ) ફરકે ફરકે ફ્હેરે ધ્વજ આર્ય તણા વાગે. ૧
શસ્ત્ર અને અસ્ત્રો સજે, સૈન્ય હિંદિ નૃપ સર્વ,
ઉત્સાહે ધમ ધમ કરી, અભીમાને ગણી પર્વ.
હરખે હરખે અશ્રુ સ્નેહ શૌર્ય ઘણા—વાગે ૨
જય જય થાશે જ્યોર્જનો શાન્તિ પ્રિય સમ્રાટ,
ધર્મ ન્યાય સ્વતંત્રતા, કાજ કહે મહારાજ
થાએ થાએ શુકન શુભ ચીન્હ ઘણા—વાગે ૩
અમીછાટ સ્વતંત્રતા, દિવ્ય દેવી નાખેજ,
મ્હારે માટે જે લડે, માત્ર સૂખ તેને જ.
અહી તહી અચળ યશ માન ઘણાં—વાગે. ૪
જળ દેવી જય માળ લૈ, આવી ઉત્સવભેર
જય ઘોષો ગગને ધુમે, ગાએ ઘેરે ઘેર.
બાળ બાળુડા સુર કોકીલ સમા—વાગે. ૫

જલ રથ આરૂઢ ઇન્દિરા, આનંદે ધસી ધાય,
ગન ઓટો જળનિધિ પરે, શત્રુ સન્મુખે જાય
ઊછળે ઊછળે તરંગો કાવ્ય તણા—રાગે ૬

---

## લાવણી એકતાલી.

પ્રભાત ઉગ્યું સુકિર્તિ કિરણો, ભાનુ ભર્ગ રંગે,
ઝડપી લે ઝટ સમય આવિયો, ઉઠ, ઉઠ જગે પ્ર૦ ૧
સ્વતંત્રતા ઉષાના કરમા, જયધ્વજ પચરંગે,
સુભટ આર્ય સ્મરી માત કાળિકા, માતૃભૂમિ અંગે પ્ર૦ ૨
સુમનમાળ લઈ ઉભી અપ્સરા, દેવ પુષ્પ પૂજે,
વધાવવાને વિર વિમાને, ચઢતા ઉમંગે, પ્ર૦ ૩
વીર શયન કરનારા રણુમા, નિજ સંતતિ કાજે,
સજ્યા શસ્ત્ર લઈ સુતા નિરાતે, પ્રાણ તજી આજે પ્ર૦ ૪
સ્વદેશ ભકિત કેરા ડંકા, રણ શૃંગો વાગે,
વિજય ધ્વજા ફરકાવી જેણે, સ્વતંત્રતા રાગે, પ્ર૦ ૫
બ્રીટીશ રાજ્યને જ્યોર્જ પંચ પ્રતિ, વફાદારી હાંખે,
હિંદ તણા ક્ષત્રી, શીખ, ગુરખા, ઉભા રાખી પાંખે. પ્ર૦ ૬
સ્વધર્મ સેવ્યો, લોક સંગ્રહે, સ્વયંસેવકો તે,
સ્વતંત્ર કરીને સુખે ઉંઘ લે, સમર ભૂમિ કાજે, પ્ર૦ ૭
ભૂત ભરાયું જર્મન નૃપને, બેલજીયનને પીડે,
શસ્ત્ર અસ્ત્ર છીનવી લે કીધા, લુટી આગ મૂકે, પ્ર૦ ૮
દેશદ્રોહીઓ ડરમાં પેઠા, નિશાચરો સંગે,
દૈત્ય રાક્ષસો પ્રદેશ લુટવા, પડયા લોભી જંગે પ્ર૦ ૯
જન્મ ભૂમી જેની છે તે તો, જેલમાંહી પૂર્યા,
સ્વતંત્રતા હરી શસ્ત્ર બળે જે, પાપ બુદ્ધિ પ્રેર્યા, પ્ર૦ ૧૦

રાજ્ય પ્રપચે ન્યાય રહેનો ? ન્યાય પ્રભુને ત્યા !
ન્યાયતણી દુકાનો અહીયા, વહેચાયે જર જ્યા પ્ર૦ ૧૧

હરિણુ સસલા વસે વનમા, ખાયે છે તૃણુ ત્યા,
ગિરિથી વહેતા ઝરણાના જળ પિયે દીધા પ્રભુના, પ્ર૦ ૧૨.

વિનાપરાધે જગલમા જઇ, તે પકડી આણે,
લેઈ છરા ખૂનીઓ તેને વધેરી લે પ્રાણે, પ્ર૦ ૧૩

મરતી વેળા મૌન આખમા, ક્રોધ ઉર આણે,
પ્રજાળશે ત્રિલોકને તે, પ્રલયા નળ જાણે પ્ર૦ ૧૪

તે ઘુરકેલી આખ ભણી ના, કસાઇ જોઈ શકતા,
અતર્યામિ અતર તેનુ કલેશ ભયે ભરતા, પ્ર૦ ૧૫

જે આવે કઇ ન્યાય માગવા, ઘુરકીને ભાળે.
મિત્ર રાજ્યની સામે બાથં બાથ ભીડી ખાળે પ્ર૦ ૧૬

મહા તોપ, ગોળા, સબમરિનો, વિમાનના જોરે,
બખતરવાળી ગનબોટોને, બોંબ તણા તોરે, પ્ર૦ ૧૭

અગમચેતિ ને ક્રુપ ફેકટરી, ઇજનેરી બળથી,
રસાયની દ્રવ્યોને યત્રો, તત્ર અને કળથી, પ્ર૦ ૧૮

રાજ્ય લક્ષ્મીનો લોભ વધે ત્યા, ન્યાય કયાથી હોયે !
સત્યશીલને સ્વતત્રતાને, તજી લોભીઓએ. પ્ર૦ ૧૯

ન્યાય એક ઈશ્વરની પાસે, પ્રપચી અહીં પોથા,
ન્યાય નામને એબ લગાડે, મરૂ જળના થોથા, પ્ર૦ ૨૦

બાહુમા બળ હોય તેજ બની નૃપ થઇને બેસે,
જર્મન નૃપનુ સૂત્ર એહવુ, સાચું કોણુ કહેશે ? પ્ર૦ ૨૧

મિત્ર રાજ્યના બળથી નાઠા, જર્મન ભય ઝાખી,
બેલજીયમમા બળ બમાણુ વ્યાપ્યુ, સાહ્ય મળ્યા સાથી. પ્ર૦ ૨૨

શત્રુ સૈન્ય હારીને નાઠુ, ભયે ભીતિ રાખી,
લોહ દડને ઝુસરી દીધી દૂર ફેકી નાખી, પ્ર૦ ૨૩

મિત્ર રાજ્યને, બ્રીટીશ, હિંદીના બળથી બહુ કાપી,
ફ્રેન્ચ તણા હુમલાએ હઠતા, જર્મન ભય ઝાંખી. પ્ર૦ ૨૪
ચોત્રીસ કોટી હીંદીઓના, બળથી જે ભૂપાળ,
એક સામટા ઐક્ય કરીને આવ્યા ત્યાં તતકાળ. પ્ર૦ ૨૫
કાપ્યો જર્મન કયસર સુણતા હિંદી સૈન્ય તે વાર,
બ્રીટીશ રાજ્યની ભકિતનુ પૂર, ઉલટયુ તે નિરધાર, પ્ર૦ ૨૬
કોટી કોટયાવધિના કંડો, ઉધરાવીને સાર,
હીંદ ઉદધી કટક ચઢયુ પૂર, તત્પર તેણી વાર પ્ર૦ ૨૭
સંસ્થાનોને હિંદી સૈન્યો, દરિયા પેલે પાર,
જ્યોર્જ તણી એ પાંખો મ્હોટી, ફફડી તતક્ષણ સાર. પ્ર૦ ૨૮
બ્રીટીશ ગરૂડ ગગને ઘુમે ને, દરીયામાં કુદાઆર,
અવનીને આકાશ નિધિ જળ, વિશે વીર અપાર; પ્ર૦ ૨૯
વિજય વિજય છે બ્રીટીશ કેરો, ગાજે રણ તોખાર,
શાંતિ પ્રિય સમ્રાટ પંચમ જ્યોર્જ ભકિતનો પ્યાર. પ્ર૦ ૩૦

દરીયાનો હાકેપો પોટેમસ, બ્રીટન છે નિરધાર,
જમીન પરના સીંહ શીખને, ક્ષત્રી હીંદના સાર, પ્ર૦ ૩૧
ધરણી ધ્રૂજે ખળભળે સાગર, વીમાનથી આકાશ,
બોંબ, બાગનેટ, ગોળા, ટ્રેંચો, ફાડી કરે છે નાશ પ્ર૦ ૩૨
ઉજાણીની ન્યાતો બહુ જમતી, ગીધ કૂતરા ને કાગ,
શીયાળવાને ભોજન ગમતા, જર્મન શબ અથાગ, પ્ર૦ ૩૩
ઉડે ગંધકી શબ ફાટીને, દાબે સઘળા નાક,

હટાય નહિ મુડદા જર્મનથી, ન્હાસ ન્હાસ જ્યાં ભાગ; પ્ર૦ ૩૪
પૂંઠે શીખને ગુરખા દોડે, ભચકાવે બેગનેટ,
રીવોલ્વર લઈ રાજપુત્ર, શશી-સૂર્ય વંશના નેટ, પ્ર૦ ૩૫
સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ કાયદા, જબરીથી ન પળાય,
લોભી જર્મની સમજે નાહિ, સ્વતંત્રતા સુખદાય. પ્ર૦ ૩૬
નૈસર્ગીક છે સ્વતંત્રતા પ્રિય, યુવા બાળ કે વૃધ્ધ,
તેને કાજે બેલજીયન લડતા, મચ્યુ યુરોપી યુધ્ધ, પ્ર૦ ૩૭

કીડી માટે કટક ચઢાવે કરે અબજોનો ખર્ચ,
બેલજ્યમ કેરી સ્વતંત્રામા, હિંદ બજાવે ફર્જ ? પ્ર૦ ૩૮
તેત્રિસ કોટી પ્રજાજનો જ્યા, સ્વતંત્રતા માગે,
નિર્ધનતા નિ શસ્ત્રપણુ રે, હિંદ શીરે રાખે, પ્ર૦ ૩૯
બેલજીયન છે શુ માનવ મોટા તેજ સ્વતંત્ર થશે,
હિંદુઓ શ પશુ તુલ્ય છે ? પરતંત્ર સદા રહેશે પ્ર૦ ૪૦
સ્વતંત્રતાની એક આખશુ, ગરૂડ જેવી શુભ શુદ્ધ,
અન્ય અક્ષ જે હિંદી તણી તે પુટી થઈ શુ અશુદ્ધ, પ્ર૦ ૪૧
સત્ય ન્યાયને શીલની ખાતર, અર્પે છે સૌ પ્રાણ,
તન મન ધન ઓવારી નાખે, ગણે ન થાયે હાણ પ્ર૦ ૪૨
સર્વ આધળા નવ પ્રકારે જાણે નહિ અદૃષ્ટ,
નિયામક છે અવર જગતનો, કર્તા ધર્તા સ્પષ્ટ, પ્ર૦ ૪૩
જગત એક છે પટ ધોળો જ્યા, નાચે ઓળા સર્વ,
સીનેમેટોગ્રાફ ઉપમા ઘટતી, મિથ્યાભિમાની ગર્વ, પ્ર૦ ૪૪
હુ હુ કરૂં એમ સર્વ કહે પણ, પ્રભુનુ ધાર્યું થાય,
સૂત્રધાર આ ભવ નાટકનો, આંખે નહી દેખાય, પ્ર૦ ૪૫
મ્હોટી લડાઇ જગતની સહુ જેથી થાય ફેરફાર,
તે ઇશ્વરી કઈ કુદરત કેરા, બનાવથી નિરધાર, પ્ર૦ ૪૬
હાર જીત થઇ પ્રજા કેરીને, સૃષ્ટિ નિયમ અનુસાર,
અદૃષ્ટો ફળીભૂત કર્મ બીજ, ઉગી નીકળે તે વાર, પ્ર૦ ૪૭
લુગત બીજ વર્ષા જગ પડતા, ઉગે છે તતકાળ,
વૃક્ષ ફૂલ ફળ યથા ઋતુએ, સમજી લો નૃપાળ, પ્ર૦ ૪૮
હીંદ વીરના ધર્મ વિચારો, વડે જીવીતને કર્મ,
યુદ્ધ વિષે સર્વાર્પણ કરતા ડગે નહિ 'એ મર્મ, પ્ર૦ ૪૯
કર્મ વડે છે વાસ, વાસથી કર્મ કરે છે સર્વ,
પુર્નજન્મ લે કર્મ વાસના, વડે ઉઘડે પર્વ, પ્ર૦ ૫૦
લોક સંગ્રહ નિષ્કામી થઇ કર્તવ્યો કરવા,
સદા આર્ય જન ઉત્સુક કરતા કશાની નહિ પરવા, પ્ર૦ ૫૧

કેટલાક પરઉપકારી જીવ, વીર વિદુષ કહેવાય,
છુપા દટાઇ રહે તેજ ફરી, અવતરી મહારથી થાય; પ્ર૦ ૫૨

કેટલાક વાતાવરણે હજી ભમતા, મનથી ચાહ્ય,
પરોપકૃતિની ભરી વાસના, મરતાપણ નહિ જાય, પ્ર૦ ૫૩

અતિરથી મહારથી કે યોગી, સમય તણી રાહ જોય,
ધર્મ સ્થાપવા યુધ્ધ મચે ત્યા, જન્મી નેતા હોય, પ્ર૦ ૫૪

કહ્યા પુરૂષ અવતારી એ તો, પરહિતરત મન એજ,
ઉચિત સમય આવ્યો કે ઝટ તે અવતરી જન્મ ધરેજ, પ્ર૦ ૫૫

લોક મગ્રહે વિર વિદુષ તે, યોગીરા રક્ષક હોય,
સ્વદેશને સ્વધર્મ વાસના, પુરી ફળવા તક જોય, પ્ર૦ ૫૬

હીમે બધે પ્રજ્ઞાનાનદો, દેશકાળથી ભિન્ન,
મળ્યુ સાહિત્ય કે કાર્ય સાધવા,બીજ ઉગે અવિચ્છિન્ન પ્ર૦ ૫૭

ઋતુ વર્ષાની વાટ જુએ જે, જળ પડતા અંકૂર,
વીર વિદુષનીજ પૂર્વ વાસના, વડે જન્મ લે શૂર, પ્ર૦ ૫૮

સટોળીયા લપટ જીવ રડતા, મરતા ગોદડી ન્હાય,
કાયર જીવડા સ્વાર્થી હીજડા, ઘર ખુણે ગભરાય; પ્ર૦ ૫૯

નવીને કહે ‘કર બધ બારણુ,’ લડાઈ જગમા થાય,
પાચ હજાર દુર મૈલ તોય પણ, વણીક બહુ ગભરાય, પ્ર૦ ૬૦

પૂર્વ વાસના ધન ચુસવાની, પ્રપચીને બીજ રૂપ,
ફળી માકણ મછર બની ચુસે, પીશાચ પ્રેત કે ભુત; પ્ર૦ ૬૧

શ્રાવક પેઠા અપાસરામા સુણી જીવ હિમા થાય,
લઇ માળા ઉપવાંસ કરેને અન્ન પાણી નવ ખાય, પ્ર૦ ૬૨

નાહ્યે પણ નહિં જળથી ઝાઝા જીવડા પેદા થાય,
ઉનુ પાણી જો હોય તોય પણ, પહર દહાડે નહાય; પ્ર૦ ૬૩

બારીએથી માંકણ નાખ્યો, કહે નીચે જઈ નાંખ,
અરે એના હાડ ભાગશે માકણને નથી પાંખ, પ્ર૦ ૬૪

બ્રાહ્મણ ગીતા લઇ પ્રબોધે, ઘુમો ઘુમો રણમા,
અવર જગતમા કોઇ કાર્યના, કર્તવ્યો જગમા, પ્ર૦ ૬૫
વિણ સગ્રામે, ઉર્ધ્વ ગતિના, સ્વર્ગ સુખ આવે,
આ જગમા સર્વત્ર ઝુઝવુ, ઉચિત સમય આવે, પ્ર૦ ૬૬
તજે પ્રિયાને પુત્ર સુત્ર ઘર, લક્ષ્મી રેલાતો,
દઇ પ્રાણ કર્તવ્યે રત તે, છોડે સહુ વાતો, પ્ર૦ ૬૭
મરણ કયા છે અમરજીવને મરણ ધર્મી દેહને,
કોટી ઉપાયે રાખ્યો રે' નહિ માયિક મરૂ જળને, પ્ર૦ ૬૮
સર્વાર્પણ વૈરાગ્ય ત્યાગથી, દૃઢ નિશ્ચય ધારે,
આર્ય પુત્ર છે પ્રભુને શરણે, જે જગદાધારે, પ્ર૦ ૬૯
રણમા પીઠ અરીને નવ દાખે, પણ રાખે પ્યારે,
બાળ વૃધ્ધ નારી ગોરક્ષા, કરી ધાએ વ્હારે, પ્ર૦ ૭૦
સત્ય ન્યાયને સ્વતત્રતાથી, રાજ્ય ભક્તિ સાચી,
જ્ઞાન ધર્મ પથ શ્રુતિનો સાચો, વાત નથી કાચી, પ્ર૦ ૭૧
માસ મદ્યને પરસ્ત્રી કેરો ત્યાગ કરે જન જેહ,
દાળ રોટી ચાવલ જે ખાએ, સાદુ સીધુ નીતિ રેહ, પ્ર૦ ૭૨
માદક દ્રવ્યો મદ ઉપજાવે, માંસ બનાવે ક્રૂર,
વ્યભિચારથી રોગ નિપજતો, ત્યજે સર્વ એ શૂર, પ્ર૦ ૭૩
ઘી દૂધ ગોળને ખાંડ મીઠું ઘઉં, અન્ન આહારે સત્વ,
બુધ્ધિ બળ આરોગ્ય પામતા, આવે છે મહત્વ, પ્ર૦ ૭૪
હીંદ હીંદ એ સત્યશાસ્ત્રને શ્રુતિ પથની છે માત,
વીરસિંહ એ રાજ્ય ભક્તિમાં, શાંતિ એ વિખ્યાત, પ્ર૦ ૭૫
વીર વિદુષની માતૃભૂમીએ, ધર્મ ધ્વજા દ્વારે,
જંગસિંહ સમો એકલડો ઘુમી, એકાદશ મારે, પ્ર૦ ૭૬
વખાણ પણ જર્મન શત્રુઓ, કરે વખાણી વીર,
વિક્ટોરીયાનો ક્રોસ પ્રેમથી જ્યોર્જ આપતા ધીર, પ્ર૦ ૭૭
હીંદ ! હીંદ ! તુ સુવર્ણ ભૂમીરે જમાડશે જગજન્ન,
અખીલ જગતમા કાળ પડે તો પુરૂ પાડશે અન્ન, પ્ર૦ ૭૮

ઉડ ઉડ ઉડઓ કલમ કાવ્યની, વીમાન સમ નભ માહ્ય,
તર્ક ગરૂડની પાખ અધીરી, રણુભુ કવીવર ચહાય, પ્ર૦ ૮૦
યુવક યુવરાજો નોકરીમા, ના કહી તો પણુ જાય,
વીર તનુજ તે સીંહુ તણુ શીશુ, ખાળ્યુ કેમ ખળાય, પ્ર૦ ૮૧
મસ્ત કરી જર્મનને રણુમા, જોતા કુદકા માહ્ય,
એક છલગે કુંભસ્થળ ચીરી, નાખે વનનો રાય, પ્ર૦ ૮૨
આ જગમાથી બેજ સ્વર્ગ સુખ સદાનુ લે શ્રુતિ ગાય,
પરીવ્રાટ પરહિત કર યોગી કે જે રણુ ભૂ માય, પ્ર૦ ૮૩
તજે પ્રાણુ તે ત્યાગ રાગી રહી, લોક સમષ્ટી ચ્હાય,
સમષ્ટીરૂપ તે રવિ શશી વહ્નિ, સમ કયમ દેવ ન થાય, પ્ર૦ ૮૪
ઈંદ્ર વરૂણુ યમ વાયુ વિષ્ણુ તે જીવ શીવમા ભળી જાય,
યથા કામ ચારી તે શકિત દિવ્ય દૈવી કહેવાય, પ્ર૦ ૮૫
નદ ઇન્દિરા તુ પામર તે, અમર પદે ચઢી જાય,
લોક સંગ્રહે કાવ્ય શ્રુતિના બોધ નિત્ય જો ગાય પ્ર૦ ૮૬

---

ઈશ્વર ઈચ્છા અનુસરે આ—પ્રચંડ છે સંગ્રામ,
ઘસાય વનમાં વાંસ પરસ્પર બાળે વન તમામ; ૧
યંત્ર રસાયની દારૂ ગોળા તોપ અને મનવાર,
સબમરીન ઝેપ્લીન વાયરલેસ, વિદ્યુત યંત્રો તાર, ૨
રેલગાડી મોટર સાઈકલને દુરબીન દીવા ધામ,
સૈન્ય સોનુ વ્યુહ રાજ્ય પ્રપંચો તંત્ર મંત્રના કામ, ૩
જે ઈશ્વરની ઈચ્છા વીના નહીં હાલે તૃણુ કે પર્ણ,
વણુ માગ્યુ આ યુદ્ધ કયા થકી આવ્યુ કોટીનું મર્ણ, ૪
વારૂણી પીને મસ્ત યાદવે કર્યો નીજ વીનાશ,
ક્યાં કર્મનાં આ ફળ કડવા જંગ યુરોપે ત્રાસ, ૫
સહુ સુખ માગે ક્યાં થકી જાણે દશા દુઃખ આવે,
અજબ તારી કૃતી ઓ ઈશ્વર, અગાધ કયમ પાવે; ૬

બ્રહ્મજ્ઞાન સઘળું સમજુ છુ, હુ હુ કયાથી આવે,
વિસારી તુજને સુકાન ભાગી અવળુ મન લાવે; ૭
દેહ હોડિ ભવનિધી વિષે કોણ ભુલવીને પ્રેરે,
નિર્મીત ગોલમા ઉછાળી પટકે ચોદીશથી ઘેરે, ૮
પૂર્વ જન્મ જે માને નહી તે સ્વીકારશે કહો કેમ,
યુરોપીયન તે પ્રારબ્ધીને કર્મફળો નર નેમ; ૯
સુખે સુતાતા ઘરમા ત્યાતો ઓચીતી એમડમ,
આવી બોંબ ફેકયા મદ્રાસે, બતાવ્યુ છે નહી ક્ષેમ, ૧૦
જાગ્યુ યુદ્ધ છે ઉઠો હીંદીઓ મૂકો ઉન્નતી આશ,
આવ્યો જર્મન શત્રુ આગણે દેવા જુલમને ત્રાસ, ૧૧
હીંદ તણી પ્રગતી અટકાવે, શત્રુ દળ બળ આમ,
વરાળ વિદ્યુત રસાયની બળ નોકાયત્રે કામ, ૧૨
ન્હેર ખાઈને રેલ વીમાનો સબમરીનો મોટોર,
સુરગ સ્ફોટક ટોરપિડોને વાયર્લેસને તાર, ૧૩
પુલ ડકકાને કીલ્લા ગોદી, પેનશન વીમા ફડ,
પગાર મ્હોટા તોપ બદુકો દારૂ ગોળા ચડ, ૧૪
સાડાસાત કોટી દરરોજે વરસ ના ગણુતા,
બર્ચ અત્તાવીસ અબ્જ વર્ષનો અડસટો સ્મરતા; ૧૫
ચારએ અબ્જની સપત્તિમાથી વરસે પચીસ જાય,
સોળ વરસમા સર્વ સપત્તિ બ્રીટીશની ગુમ થાય, ૧૬
સત્તર શાતિમા વિગ્રહમા વધુ અબજ દસ ખરચાય,
નોકાસૈન્ય દારૂ ગોળાને મિત્રોને ધીરાય; ૧૭
કેફી વસ્તુ મોજ શોખના પદાર્થ પર કરથી,
વસુલ કરવા કર નખાશે, બ્રીટીશ પર સુખથી; ૧૮
સામગ્રી બળ દ્રવ્ય તણુ બળ, હય નોકાને યત્ર,
મત્ર, તંત્ર મિત્રોની સાથે, થવા મથે સ્વતંત્ર; ૧૯
દસ હજાર મૈલોની ટ્રેંચો ઘેરે નોકા છેજ,
શત્રુ દેશને ચોપાસેથી કરવાને પરેજ; ૨૦

નમશે નહીં તો કહો કયા જાશે ધાન્ય ધન્ન ખુટે,
આપો આપ વિજય અહીં આવી શત્રુઓ ત્રુટે, ૨૧

કુતરા ને બલાડા ખાવા મંડયા ઓસ્ટ્રીયન્ન,
ઘેરાયા તે કહો કરે શું ખુટયા ધન્ન જન અન્ન, ૨૨
હોર્સ પાવરો એન્જીનથી જ્યા ચોકસ થાએ કામ,
મનુષ્ય ને ઘોડા ને કહો કોણ કરે હેરાન, ૨૩

દારૂગોળા નો બાધે જન ધસમસ ઉદ્યમ માહ્ય,
સ્રી બાળક ને યુવાન પુરૂષો ગામગામડા ન્હાય, ૨૪
ઉપાડી લે છે હલકા સઘળા પોલીસપોષ્ટના કામ,
તાર કલાર્ક સ્ટેશન પર સ્રીઓ રોકાઇજ તમામ, ૨૫

યુધ્ધ યુધ્ધનું નામ સૂણુતા જાગ્યો ઉદ્યમ છેજ,
આળસ મોજ ને ખરચ નકામા સુતા મરણુની *સેજ, ૨૬
ચડદેવી છે કોપી કાળીકા સ્વતન્ત્રતા નીશાન,
લેઇ હાથમા રમે રૂદ્રગણુ, શબ વાહીની સુખસ્થાન, ૨૭
વીર વીદુષની બુદ્ધિ પરાક્રમ, સાચાં જ્યા અંકાય,
અહી કસોટી હેમ હીરાઓ વીરરત્ન મુલ થાય, ૨૮
દસરૂપીઆમા જે વીર સડતો તે આહીં પુજાય,
વીકટોરીઆનો ક્રોસ મેળવી રાજ્યભક્ત કહેવાય; ૨૯
ક્વી વરોની કલમો લખતી વૈરાગ્યે વેદાત,
તે રણુશૃંગો લઈ દોડતા કરે કાવ્ય ને ગાન, ૩૦

બકતા વદતા વદતા થાકયા, વ્યુહરચના સરદાર,
કરે કવાયત નાણુા શાસ્રી કરે બુધ્ધિ વીસ્તાર, ૩૧
લુહાર કડીયા સુંથાર મજુરો કરે નીશદીન કામ,
પગાર વાધ્યા ચંતુર્ગણુા ને પુરસદ ન મળે નામ, ૩૨
કુતરાઓ પણુ કામે લાગ્યા ઉઠયા ધુળમાથી,
કાસદ ચોકી કરી પકડતા કોળ હણે ટ્રેચોથી, ૩૩

---

* સેજ શૈય્યા, પથારીઓ.

સાધુસંત ભટ ભિક્ષુક ચાલ્યા સ્વતંત્રતા પુજવા,<br>
રણુ પટ પદ રાજ્ય ભક્ત સહુ લાગ્યા વિચરવા, ૩૪<br>
રાજ્ય દેશ નૃપ સ્વતંત્રતાનુ જાગ્યુ ભક્તિ પર્વ,<br>
ચાર અને અઢાર વર્ણુમા ઉમંગ ઉત્સવ ગર્વ, ૩૫<br>
સુતા હતા પ્રીયાની સ્હોડે રણુમા તે દોડે,<br>
નીજ સંતતિ ને સ્વધર્મ ને સ્વ રાજ્ય રક્ષા કોડે, ૩૬<br>
પરોપકારી દાતાઓને દાન સમય ભાવ્યો,<br>
દાક્તર ડોશી દયાળુઓને સ્વર્ગ સામે આવ્યો; ૩૭<br>
દાન દયા રણુધર્મ વીર પર રૂદ્ર થયા પ્રસન્ન,<br>
ઋત સત્યમા દ્રવ્યા મનુજને જન્મ મરણુનો અંત, ૩૮<br>
એક પળે જ્યા સ્વર્ગ મળે ને તુટે દુખદ સહુ બંધ,<br>
દેવયાન પથ મોક્ષ સ્વતંત્રે વિહરે સ્હાય જ્યમ મધી; ૩૯<br>
ચોર ખુની ઘરમા પેસીને લુંટે કરી ખુન ખાર,<br>
તે જોઇ હીંગટોલ્લુ થથરે નરકે જાએ ધાર, ૪૦<br>
ધીક્ કાયર ધીક્ દેશદ્રોહી ને ધીક્ હરામી જન્ન,<br>
ખાય તેનુ ખોદે એવા તે ભૂત ભમે વન વન, ૪૧<br>
મરણુ પછી પાછા અવતરશે જ્યાં‌ડા દેશ પરતંત્ર,<br>
નટવા જેવા નૃપતિઓ જ્યા રમે રાજ્યના તંત્ર, ૪૨<br>
ખર ખુસામત કરી વેડમા પેટ ભરે હડધૂત,<br>
માન રહીત છાંડેલુ ખાવા ગજ્યા શ્વાન કે ભૂત, ૪૩<br>
ઉદ્યમ ઐક્યની અજબ શક્તિ વિજય અપાવી રહે,<br>
મવાળ શત્રુ ને બુદ્ધિ રહીત તે બંધન નેજ સહે, ૪૪<br>
થઇ વેદાંતી કર્મ મુકીને તમ માહે સડતો,<br>
ગીતા વાચ વીધવા યુવતીને કહીં નરકે પડતો; ૪૫<br>
અધીકાર જોયા વીણુ બોધે અવળું ફળ છો થાય,<br>
કુમતો દરીયે મૂકી પાટીયુ વ્હાણે ચઢવા જાય, ૪૬<br>
જાણે નહીં કેમ તરવુ ચઢવુ આખર ડૂબી જાય,<br>
નહીં કર્મમા નહી જ્ઞાનમા દશા ત્રિશંકુ થાય, ૪૭

અનુભવ લેવા લખ ચોર્યાસી ફરીને પાકો થાય,
રજો ગુણ વૃદ્ધિ એ ત્યારે સત્વ મહીં પેસાય; ૪૮
પિતા પૌત્ર કે પૌત્ર પિતા તે વારવાર છે થાય,
અહં મમત્વે આસક્તિ જ્યા જન્મે છે ઘર મ્હાય; ૪૯
પ્રીયા હોય તે માત બને છે, માત પ્રીયા ફરી થાય,
દેશકાળને ભોગ આયુષે ફરી ફરી ફેરા ખાય; ૫૦
લેણુ દેણુનુ ખાતૂ હોયે ત્યા ધીરધાર છે થાય,
લેવા દેવા આવે પાછો નામ રૂપ પલટાય, ૫૧
બાવળમાથી બાવળ નીપજે કઠીણુ માર્ગ નહીં જે.
બાવળમાથી કેળ નીપજવી એ મુશ્કેલી છે; ૫૨
મનુષ્યમાંથી દેવ થવું એ અતીશય અઘરી વાત*,
મનુષ્યમાંથી મનુષ્ય થાવુ એ સ્હેલુ સાક્ષાત; ૫૩
મનુષ્ય પણુ મૂકીને સાવજ પણું આદરે મન્ન,
ખૂન ખાર ચોરી વ્યભિચારી વડે કીટ પતગ, ૫૪
પશુત્વ મનમા પશુ અવતરશે દેવ સમષ્ટી સેવે,
રજો ગુણી માનવ અવતરશે ગુણ ગુણ પ્રતિ જાવે; ૫૫
સ્વતત્રતાની રક્ષા કરવા હિંદી સૌ પ્રેરાય,
યુરોપમા જર્મન ભયજાતા સ્વરાજ મળશે મ્હાય; ૫૬
બેલજ્યમ કેરી નાની પ્રજાની રક્ષા કરવાજાય,
સકલ હિદી જન એક થઈને યુરોપ જગે ધાય; ૫૭
સ્વરાજ નૃપતિ જ્યોર્જ સેવવા પ્રગતિ લેવા કાજ,
ઉચીત સમય આવ્યો હિદીને રાજ્યભક્તિ ભરી આજ; ૫૮
હિદ તણી પ્રગતિ વ્યાપારી હુન્નર અટકયો આમ,
ધર્યું એકઠુ સોનુ •ધાન્ય સૌ નીભાવવા સગ્રામ, ૫૯
સ્વદેશ ને સ્વરાજ્ય સેવવા ઉચીત સમય કહાવ્યો,
સ્વર્ગદ્વાર ઉઘડયા ચીદસુખનો અવસર આ આવ્યો; ૬૦

* યોગતત્વ ઉપનીષદમા–યામાતાસા પુનર બાર્યા ઇત્યાદી શ્રુતી જુઓ.

કૃપણુ કાયરા હીજડા થાવુ અનાચ કીર્તી ખોઈ,
સંતતિની પ્રગતિ અટકાવી બધન માંહે રોઈ, ૬૧
એથી ભલેરૂ મરવુ સારૂ જયોર્જ નૃપ સેવા,
સ્વતંત્રતાના હીમાયતીનો પક્ષ સાહ્ય લેવા, ૬૨
વેદાતીના બોધ શાતીના તેથી કશુ નવ થાય,
ઓચીતો દાવાનળ સળગ્યો જગ યુરોપી મ્હાંય, ૬૩
નદ ઈદીરા અગમનીગમની ખરી ભકિત પીછાણુ,
તત્વ વિદ વીર ઉત્સુક બનીને લડો એજ કહેવાણુ, ૬૪

---

સ્વતત્રતા સુખ અષ્ટ સિધ્ધિને નવનિધિ શ્રી ઉભરાય,
સર્વક્રીયા બળ શકિત જ્ઞાન અપ્રતિહત જય થાય, ૬૫
ત્યાગ અને વૈરાગ્ય સપતી ખટથી જે ભરપૂર,
ધર્મવીર રણુ વીર દાનવીર કે કરૂણાવીર શૂર; ૬૬
રાજસુ યજ્ઞને અશ્વમેધ જ્યા લોક સગ્રહે થાય,
એક ઝાટકે વીર શયન ભૂત પરહીત રતમન ન્હાય, ૬૭
ચીરસ્થાઈ સ્વર્ગે સુખ લેવા તરસ્યો વરવા જાય,
પંચ ઈદ્રીના ભોગ ભોગવે યથેચ્છ ને પૂજાય, ૬૮
સર્વ શક્તિ તે પ્રતી વ્યષ્ટીની શક્તિ મળી કહેવાય,
નામરૂપ મૂકયા તો એકજ ઓમ્ શબ્દ સમજાય; ૬૯
નામરૂપને વ્યવહારે લે ઓમ્ પણું ઢંકાય,
જડવત્ જ્ઞાની નિરવિકલ્પે શૂન્ય વૃત્તિનો થાય; ૭૦
મન વીનાની ઉન્નતિ એતો દુષ્ટવાસ મળ જાય,
સ્વેચ્છાચારી દેવ અગ્ની રવિ શશિ વાયુ વરૂણ કેહેવાય; ૭૧
દેહપાજરે પુર્યો કેદમા રોગં તરસ ભુખ માંય,
ષડ ઉર્મી ટુક આયુષનો કલીમલ ભર મનુજ જણાય; ૭૨
વીકાર ખટને માસ રૂધીરનો ગદો આ છે દેહ,
તીર્યકો જડ પશુ પખીઓ પણુ જીવ કોટીમા છેજ, ૭૩

શીવ કોટીમા યજ્ઞ દાન તપ વીના વીરત્વ ન જાય,
દેશ, ધર્મ, નૃપ, સમષ્ટી કાજે ઝુઝે વીર રણ માય; ૭૪

દેવપણુ તે દિવ્ય ગુણે ભર સત્વ શુધ્ધોની મ્હાય,
કેહી નહીં કાયામા કાયા મુકાય ને લેવાય, ૭૫

સ્મૃતિ જ્ઞાન ને શક્તિ દેવની કાયામા દેખાય,
સ્વછ દેહે જન્મ મરણનો રૂચી ભોગની થાય, ૭૬
દેહ મુકી દેવપણુ ફરી અશનીજ નીજમાય,
ભલે ભઠ્ઠીમા તનખો તેવુ કવીજન કાવ્યે ગાય; ૭૭

નહી બાલ નહી રૂવાટી ને વળી નીમીષોન્મીષ લણાય,
નહીં ભુમી પર પણ અડકેને વિકાર ખટ દેખાય, ૭૮

બાવીસ વર્ષના યુવક યુવની કચન સરખા દેહ,
લીગ શરીરનો દેહ ભોગ લે દીવ્ય દેહ તે કેહ, ૭૯

દેવયાનમાં વિચરનારા વીર વિદ્વાનો તેહ,
લાત લક્ષ્મિ વ્યષ્ટીને મારી સમષ્ટી ભાવે રહે, ૮૦

વ્યષ્ટી મમત્વે સ્વાર્થી કચરો મનુજ છતે મરતાં,
છાણ માટી રોગે સડતો તે શીષ્ણો દર સુખમા; ૮૧

ઘોડાનો ગર્ધભ અવતરશે જડત્વ જ્યમ વીષેશ,
તીર્યક યોની નહી મ્હાડ કે કીટ પતગ બનેજ; ૮૨

સત્ય બુધ્ધિથી દેવપણુ ને રજો વૃતિજન થાય,
મનુષ્યને તમ વૃધ્ધિ થાતા બને ખનીજની કાય, ૮૩

અનુભવ એ છે ઋષિ મુનિનો કવીવર કહેતા જાય,
શાસ્ત્ર શ્રુતિ ઇશ્વરની વાચા વાણી રહીત પરખાય, ૮૪

પ્રેમાકર્ષણ આનંદે જ્યા વીસ્તૃત થઇ પથરાય,
વર્તુલ વધતા વધતા અનહદ ઓમકાર કહેવાય; ૮૫

કવી મનીષી યથાર્થ દર્શી વીરવીદુષ કહેવાય,
નીજ અનુભવ પરહીત કરતા સિદ્ધાતો લેવાય, ૮૬

સઘ શકિત અપ્રતિહુતબધ છે સાધન આપે સર્વ,
ક્રીયા કરો કે ઝટ્ટ વિજયશ્રી તાણુ આણુશે પર્વ, ૮૭

ખુસામતીયા ખર કહેવાએ ખાસડુ શીર તેને,
ભીખારૂને છાડયુ એહુ બધન છે પશુને, ૮૮

તડકે તરસ્યો ભુખે મ્હાવરો બાદયો રણુ તોખાર,
લીલા ઘાસ ઉગ્યા તે ચરતા ગોધા છુટથી સાર, ૮૯

બધનથી તો અજબપણુ જઇ કાયર પણુ આવ્યું,
રુઝાય ભુખ તરસેને તડકે કહેવાય ન સ્હાયુ, ૯૦

ત્યમ બેલજ્યમ પર ત્રાસ જુલમનો વરસે છે વરસાદ,
રશીયન ફ્રેંચ બ્રીટીશ સાભળજો બેલજયમની ફરીયાદ, ૯૧

ન્યાય પક્ષમા નદ ઇદીરા ઉતર્યા છે સમ્રાટ,
જર્મન તુર્ક ઓસ્ટ્રીયન સામે મહારાજ્ય પ્રખ્યાત, ૯૨

કળા કુશળતા વિદ્યા વીરતાને વખાણુતા તે ધામ,
એક વીર કૈસરના કરતે પ્રચડ મહા સંગ્રામ, ૯૩

બસેં ચાલીસ અબજ સમૃધ્ધિ વળી કોઇ ગણુતા,
રેલગાડી ખેતર ખીણુ ખાણો વ્હાણુ ક્ષેત્ર ભણુતા, ૯૪

રાજ્ય તણી ઉપજ નીપજ ને કારખાનાં વેપાર,
ભુમંડલમા જર્મની ગાજે સર્વોપરી હુશીયાર, ૯૫

સ્વતત્રતાને ન્હાના રાજ્યો પીડયા જો નવ હોત,
મિત્ર જર્મનો પુજ્ય ગણુાતે કરે ઉદ્યમે શોધ, ૯૬

સ્વતત્રતાના હીમાયતી જે ઇગ્લીશ પર છે પ્રીત,
તેવા જર્મન પુજય ગણુાતે બ્રીટીશ સમ ખચ્ચીત, ૯૭

એક ખેટ છે જર્મની માંહે હીજડો નથી એકે,
નથી ભીખારી નથી પરાધિન કે પરધન હરનારો તે; ૯૮

તેત્રીસમાથી સાત કોટી છે પૂર્વક લડવા જોગ,
એ દેશે નહીં દેવાળું જ્યા સૈનિક, વિદ્યા, શોધ; ૯૯

તાંબુ સીસું સુરો અન્નને નાણાંની થઇ તાણ,<br>
ગભરાયે જર્મન શત્રુઓ રખે થાય નીજ હાણ; ૧૦૦

ભમાવીયા તુર્કીના યુવકો જગે લેવા લક્ષ્ય,<br>
સાડી સાત કોટી જર્મનીની રૈયત હેરે પક્ષ, ૧૦૧

ઇરાન આરબ ઇજીપ્તને વળી આફ્રીકાના બળ,<br>
સુએઝ ડાર્ડનલ્સ કેનલો કોનસ્ટેટીનોપલ; ૧૦૨

બંને પક્ષ જોડે છે જર્મન લાલચ મોટી હોઈ,<br>
એક હાથ વેપારો કરવા જર્મનીની ચઢાઈ, ૧૦૩

ચાર ખડમા ચોગરદમ આ લડાઈના ભડકા,<br>
ચલ્યા અર્ધ પૃથ્વિના પૃષ્ઠે ભૂ નભ જલ તડુકયાં; ૧૦૪

પાતાળે ભૂગર્ભ ખાઇને ખીણમા સૈન્ય લપાય,<br>
બરફ કે નદી પર્વત ટોચે, હળ વાદળ ઉભરાય, ૧૦૫

મત્સ્યયાન ટોરપિડો સ્ફોટક સબ મરીન સુરંગ,<br>
જળ સ્થળને પાતાળ પર્વતો, નભ વિમાને જંગ, ૧૦૬

દુનીયાની અર્ધી વસ્તીના દેશો તો લડવા,<br>
વિનાશ કરવા અબ્જ રૂપિયા, ખરચે ક્યડવા, * ૧૦૭

---

લડાઇનો રોજનો ખચ (તા ૧૧–૪–૧૫ ગુજરાતી પેજ ૬૪૫)

**સૈન્ય નિભાવનો ખચ.**

ઇંગ્લંડ ૧ા કરોડ રૂ.<br>
ફ્રાન્સ ૨, ૭૦ બે કરોડ સીતેર લાખ<br>
રૂશિયા ૨, ૭૦ બે કરોડ સીતેર લાખ

ટોટલ ૬૩૦

દર સીપાઈ દીઠ દરરોજના ૬ા રૂપીઆ ખચ<br>
૬, ૩૦ જર્મની અને ઓસ્ટ્રીયા દરરોજ છ કરોડ ત્રીશ લાખ.<br>
૬૦ બેલજીયમ, સરવીયા, જાપાન, તુર્કી દરરોજ સાઠ લાખ.

એકંદર ૧૩૨૦ કુલ ખર્ચ તેર કરોડ વીશ લાખ.

ભ્રાતૃભાવને સાહ્ય પરસ્પર, મુકીને પકવા,
એક એકને દુશ્મન દેખી, લાગ્યા કનડવા, ૧૦૮
થયા બંધ વ્યાપારો વહાણો, માલ માંડયો સડવા,
હડખવા લાગ્યો વિશ્વહનો, કુતરાં સમ કડવા; ૧૦૯
ઘઉ ખાંડ કોયલા ઉન બુટો મોંઘા બહુ થઈ જાય,
ગીરણીઓ પડી બધ મજુરો ભુખ મરે ગભરાય, ૧૧૦
બેંકોએ દેવાળા કાઢયા, રૈયત મન ગભરાય,
જર્મનીએ ઉત્પાત માંડતા, શહેરો ઉજડ થાય, ૧૧૧
સર્વ રત્નોમાં ચૌદમુ મ્હોટું, અમૂલ્ય રત્નો માહ્ય,
સૂત્ર એવું જર્મન કેરૂ લોભ દોર જગમાય, ૧૧૨
ધર્મ નીતિને ન્યાય પ્રભુજી, મૂકયા છાપરે એમ,
ટોર પીડો ગન ઝેપ્લીનને સબ, મરીનથી લે કામ; ૧૧૩
કવાયતી રૈયતના દોરે, શસ્ત્ર અસ્ત્ર તોરે,
જગ જીતવા ઉત્પાત માંડીયો, જર્મનીએ જોરે. ૧૧૪
નવ નવ મહિના વિત્યા પરતુ મમતના મૂકે,
ત્રીસ લાખ સૈનીક મૂવા પણ જક નહિ ચૂકે; ૧૧૫
એક કોટી દળની સામગ્રી ખૂટી તોય ઝૂકે,
પકડાયો તોપણ ફુંફવાટા જર્મન ઘણુ ફુકે. ૧૧૬
સાડી સાત કોટીનીજ રૈયત, રેલગાડી રચના,
સૈન્ય અને સામગ્રી ઝટ જઇ, પોંચાડે જ્યાં ત્યા; ૧૧૭
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ થઇ દેશ ઘેરાય,
નૌકા કીલની ખાડી માહે, સડી પડી રૂધાય, ૧૧૮

---

બે કરોડ દશ લાખનુ સૈન્ય નિભાવવામા આટલો ખર્ચ થાય છે. હુન્નર, વ્યાપાર રોજગારની બરબાદી તે જુદી.

મિત્ર રાજ્યોએ એક કરોડ દશ લાખ અને જમન આદિવિપક્ષીએ એક કરોડ સૈનિક રણમા ઉતાર્યા છે

ડાર્ડેનલ્સ સુએઝ ઉપર તો મિત્ર રાજ્યના વહાણ,
કોન્સ્ટેંટીનોપલ પર ગોળા મિત્ર રાજ્યના જાણ; ૧૧૯
તોડે કીલ્લા ઉપાડી લેતા, સુરંગ નાંખી તેહ
મિયાં પડયા પણ તંગડી ઉંચી જર્મની રાખી રેહ ૧૨૦
કાર્પેથ્યન પર્વતપર રૂશિયા, પોલાડે ફતેહ
હંગરી પ્રશિયા ટરકી પર તો કરી વિજય છે રેહ ૧૨૧
પૂર્વ પશ્ચિમ ઉત્તર નિધિમાં, ફ્રેંચ ઈંગ્લીશો જંગ,
ટ્રેંચ એક પછી એક લેઈ લે, રાખે છે રણ રંગ; ૧૨૨
નાણાધીરે નાનકડાં નીજ મીત્ર રાજ્યો પ્રતિ ઉર
સોના રૂપા સીકકા વૃષ્ટિ, કરે ઈંગ્લીશો પૂર, ૧૨૩
નૌકા બળથી ઘેરો ઘાલી, જગતનો વ્હેવાર,
કાયમ અગ્રેજો રાખીને, ચાલે છે વેપાર, ૧૨૪
એક કોટી દશ લાખ સૈનીકો, જોડયા જંગે
ખોટ પૂરી નવનવા ઉમેરે, રાખે રણ રંગે; ૧૨૫
બબ્બે પરણે થાય સંતતિ લડવૈયા નિપજે,
કરી કાયદો ફ્રેંચ રાજ્ય કહે, કોઈ ન પછી જીતેહ, ૧૨૬
સદા હીમાયતી સ્વતંત્રતાના, ફ્રેંચ ઈંગ્લીશો છેજ,
જર્મન જેવા હજાર આવે પણ ના ફાવે તેજ ૧૨૭
તીજોરી તર છે સોના સિકકા, ઈંગ્લીશની તો આંટ,
જગમા છે વિખ્યાત સદાયે, કદી ન પીડે રાક; ૧૨૮
શ્રી કીચનેરને લોઈડ નૃપતિ. પંચમ જ્યોર્જ પ્રખ્યાત.
નૌકાબળ ધન ઉદાર ખરચે. સ્વતંત્રતાને કાજ; ૧૨૯
મૈત્રી વચનને ધર્મ, નીતિ જન મંગળમત પૂજાય,
મનુષ્યત્વને હાનિ પહોંચે, એવુ કદી નહિ થાય, ૧૩૦
રૈયતના સુખકાજે સૈન્યો. સત્તાબળ વપરાય,
આસુરી રાક્ષસી સૈન્ય તણું બળ ચઢી કદી નહિ જાય; ૧૩૧

હબાયલું રહે સૈન્ય તણું બળ, જર્મન નીતિ ખોટી,
નહિ આદરે જન સત્તા પર. તોપ મહોટી મોહટી; ૧૩૨
મીત્ર રાજ્યનો મક્કમ એવો વિચારતા નીજ ધર્મ,
તિરસ્કાર અપમાન ધીક કહે, જર્મન રાજ્યનીતિ મર્મ ૧૩૩
ઈશ્વર કેરી સત્તા મોટી, નૃપત્તિઓને માન્ય.
વિરાટનું રૂપ અખિલ વિશ્વ આ મતિ એજ સામાન્ય, ૧૩૪
અંહભાવને મૂકી સ્વીકારો ભ્રાતૃભાવ ભરી માન,
કીડીથી કુંજર સુધી સઉને, સ્વતંત્રતા પ્રિય પ્રાણ ૧૩૫
દસ્યુને કહો દયા કયાથી આર્ય ગુણે વિદ્વાન,
અનાર્ય રાક્ષસ કૃષ્ણ આસુરી, મતિથી નહિ નિર્વાણ, ૧૩૬
મીણબત્તી બળી મીણ બને છે, પુનર્જન્મ પરમાણુ,
નથી અત્યંતા ભાવ કશાનો મોલીકયુલ્સ રેહુજાણુ; ૧૩૭
રસાયનિઓ સિધ્ધ કરે છે સર્વ ધર્મ અસ્તિત્વ,
જીવશિવ જડ સર્વ અમર છે, નાશ નહિ એ તત્વ ૧૩૮
હટાઇ મીટ્ટી બને દેહની, બળતા થાએ રાખ,
ભક્ષણ કરતા વિષ્ઠા થાયે, જે ચોર્યાસી લાખ, ૧૩૯
એક અણુપણ ઉણુ જગતમાં ચાલક ચેતન વીણ,
ક્રિયા કરે નહિ એમ કહે છે, વિદુષો વિચાર પ્રવીણ ૧૪૦
અદ્દભુત આર્કષણ શક્તિ એ ચંદ્ર સૂર્ય આધેય,
સર્વ તણો આધાર અશનો અશી ભાવમાં તેય; ૧૪૧
નિમિત્ત કારણ ન્યાય કહે છે, પ્રભુજી જગકર્તા
હર્તા ધર્તા ક્રિયા કરાવે, જેને સહુ સ્મરતા; ૧૪૨
કારણ વિણ કહો કાર્ય કયાથી કર્તા વીણ ક્રિયા,
શુથાર શીલ્પી વીણ ઘર કોણ, બાધ્યા કોણે આ ૧૪૩
વિવિધ રચના વિચિત્ર ચિત્રો, જોઈ ખ્યાલ કરનો,
ચતુર ચીતારો સૂર્ય ચંદ્રને, ઉછાળી રમનારો; ૧૪૪

અશ્વેશ્વર લેઈ ત્રિપાયા રણ ભૂમિ માપે,
પહાડ ટેકરી રણ રસ્તાને નાકાંઓ સ્થાપે; ૧૪૫
ઉંચા નીચા ભૂમિ પ્રદેશો માપી માપી શખે,
કયા કેમ ગોઠવવી તોપો, ગોળો કયાં જાશે, ૧૪૬
જલાશયો નદી વાવ કૂવાઓ બંદર કોઠા કોટ,
દુરબિન લઈ દૂર દૂરથી ઝાંખે, નીશાન ઉડાતાં મોટ; ૧૪૭
નાગપાશ કંટકની જાળો, બાધકામ બહુ થાય,
કયા કયા હય રથ સૈન્યો તણી છાવણી થાય, ૧૪૮
ખૂંટ દાટી નિશાન કરતાં, મૂકામ સઉને કાજ,
અન્ન યુધ્ધ સામગ્રી સૈન્યો, ત્રણ ત્રણ ચોકી માહ્ય, ૧૪૯
નઙ ઇન્દ્રિરા ગુપ્ત જાસુસો વિવિધ વેષ ધારી,
ધર્મ સ્થાપી અધર્મી હણવા પ્રદેશ સંચારી ૧૫૦

## લાવણી

ચિદ્ જ્યોતિ જે સત્ય જ્ઞાનને અનંત છે કહાવે
પામર મુજસમ પ્રાણીઓને સ્વર્ગસુખ લાવે, ૧
કૃષ્ણ રાત્રિએ અગાસી માંહિ, ઉચી દ્રષ્ટિ કરીએ,
મહેન્દ્રનો મંડપ દીસે છે. ભર્યો હીરા કણીએ, ૨
અસત્ય નથી એ,નથી રૂપ જડ એ,નથી પાપીઓ એ,
સત્ય આદરી ચઢયા સ્વર્ગમા દેવરૂપ ધરો તે. ૩
સુખ ઐશ્વર્યો ભોગ ભોગવે પ્રલયાન્તે નહિ નાશ,
દિવ્ય દેહ તેવો કરજો શિવ મુજને હે અવિનાશ. ૪
ચંદ્ર રોહિણી સુખે ફરી રે વર્તુલ નભનું આમ,
એક સત્યને આદર્યું એનું, ફળ પિતરનુ ધામ; ૫
સર્વ સતિઓ વીર સર્વજે પડ્યા કરી સંગ્રામ,
સત્ય ધર્મને આદરી તે તો, તારા રૂપ તમામ; ૬

સ્વધર્મને સ્વદેશ અર્થમાં કરતાં હિત પડયા,
વિચિત્ર જગની છાયે તે તો સઘળા આમ ચડયા. ૭

પૂરૂં થયુંને કર નંખાયા, પ્રજા બૂમ પાડે,
અન્ન જર્મનીને આપ્યું તે ખમાય નહિ દૃષ્ટે, ૮

હિંદ તણા બાળક ટળવળતા, દ્રવ્ય વિના ભૂખે,
રાજ્ય પ્રપંચે કૃત્રિમીઓતે ભાગે કેમ દુખે, ૯

મહા મુસીબત રાજ્ય ચલાવે ધન થયા નષ્ટે,
સુખી સર્વને કરવા મથતા દુખ હરવા કૃષ્ટે. ૧૦

પ્રભુત પાલ કૃપાળુ દયાળુ જગદીશ્વર ત્રાતા,
પાપી જુલમી દૈત્ય રાક્ષસો, સત્વર જે હણતા. ૧૧

ગુણી તણા ગુણ રટતા રટતા ધ્યાન જેહનું થાય,
સ્મરણ કીર્તનો શંકર કેરા સ્મરતા શંકર થાય; ૧૨

બળબુદ્ધિને શક્તિ જ્ઞાનને વિજય ત્યાં ઉભરાય,
પાપી જીવડો શિવ સ્વરૂપે કિટ ભ્રમરનો ન્યાય, ૧૩

તેલ માહિ જેમ ગુલાબ ભળતા વાસે અત્તર થાય,
સોબત તેવી અસર થાય છે. કહેવત એ કહેવાય ૧૪

સરવીયન્સો ઉપર જુલમ બહુ ઓસ્ટ્રીયન કરતા,
તેથી કોપી પાટવી કુંવર ઉપર ક્રોધ ધરતા ૧૫

ઈશ્વિસન ઓગણીસે ચૌદે, અઠ્ઠાવીસમી જુન,
ઓસ્ટ્રીયન પાટવી કુંવરને કર્યા રાણીના ખૂન ૧૬

ચોથી ઓગષ્ટે કટક જર્મની ફ્રાન્સ જીતવા જાય,
મધ્યે બેલજીયમ પાપડી ભેગું ઇયળ તેમ બફાય, ૧૭

જેને કાડે જોર હોય તે લડવાં સામો જાય,
કોનફરન્સ ભરી શાંતિ શાંતિ કહીં નબળા જન છૂપાય. ૧૮

જેનાથી સામા જઈને ઘોલો નહિ મરાય,
તેતો રોતા રોતા મુજી ફોકટ ફાંફા માંહ્ય. ૧૯

હઠે નહિ એમ કર્યાથી દુશ્મન. ધાર્યું કરતો જાય,
ગરીબ જાણી બમણી ધોલો, લગાવતો રહે ત્યાંય. ૨૦
ઘુરકી જુએ સામે થઈને તો ત્યાં નમતા થાય,
એવીજ બાયલા બીકણ જનને જરૂર ઘુંકતા જાય. ૨૧
બકરી ઇદ તો બધા કરે છે વાઘ ઇદ ના હોય,
વાઘ બરાડો શુણતા સઘળા ખૂણે ભરાઈ લપાય. ૨૨
જ્યાં સૈન્ય કે શસ્ત્ર જોર કે ધન બળ બુદ્ધિ હોય,
ત્યાં ઇદ ફીદ દબાઈ જઈને નમણું માથું હોય. ૨૩
સવા ચાર વર્ષો સુધી ચાલી લડાઈ યુરોપમાય,
અગીઆર નવમ્બેર ઓગણીશે અઢારમા પુરૂ થાય. ૨૪
દિન પરદિન સર્વ વસ્તુઓ કિંમત વધતી જાય,
અન્ન વસ્ત્ર વાપરવાની સઉ વસ્તુ મોંઘી થાય. ૨૫
દેવાળાની લજ્જા નહિ ને સટ્ટાએ વેપાર,
ઘરમાં હાંલ્લે હાંલ્લા લડતા, ઠીકરા લેજો સાર. ૨૬
મારવાડીના ચોપડા માહે, માત્ર આકડા હોય,
જમાને બદલે ખરચ લખાયે, ધીરનારો જન હોય. ૨૭
કેટલીક કંપનીઓના તો રીપોર્ટ એવા હોય,
મોટા વ્યાજની લાલચ આપી સમૂળ મૂડી ખોય. ૨૮
સોના રૂપા ગયાં પશ્ચિમે જરમન સીલ્વર જોય,
પીઅગોલ્ડને ઇમીટેંટ બહુ હિરા રત્ન જન મોહ્ય, ૨૯
ઘટોત્કચની માયા એતો હરણ વત્સલા થય,
દુર્યોધનની જાતની પેઠે માર ખાઈ પસ્તાય. ૩૦

* * * *

સુખે સુતાતા આર્યજનો જ્યાં આવ્યા જર્મન ત્યાં
જગાડીયા સઉ હિન્દીજનને એ આવ્યું દળ આંહ્ય; ૩૧

વીર નરોને આનંદ ઉછળે રૂદ્ર રૂપે સોહાય,
લોભી પાપીઓ દુષ્ટ પ્રપંચી રણે રોળવા થાય ૩૨
*  *  *  *
અહો ઈશ પ્રજા પીડાતી જુઓ કરૂણ દ્રષ્ટે,
નદ ઈન્દિરા ચિદ જ્યોતિરૂપ સ્થાપો આ કષ્ટે, ૩૩
અપૂર્ણ.

---

# વાત્સલ્યભાવ લહરી.

## તરંગ ૨૫ મો.

હુતો લટક મટકતી ચાલીશ. કરતી હજાર નખરાં નાર એ.
ચાલ કેરબો.

તમે છોકરા નાદાન, કરો છો હમને બહુ હેરાન
ઘરમા ઘણુ કરો નુકશાન, નથી કઇ તેનુ તમને ભાન. ટેક
દોડ દોડી કુદા કુદી, વળી કરો જીદ આમ,
પજવો હમને રડી રડીને, એજ તમારૂ કામ. તમે. ૧
ઘડીમા રડતા ઘડીમા ભડતા, ઘડીમા રહો છો ખુશ;
ઘરમાનુ સહુ ઢળી ફોડીને, હમારી કાડો કુસ. તમે ૨
કાલુ કાલુ બોલી વધારો, વ્હાલ દીપે છે દત
જમતા જમતા દોડી જાઓ એજ તમોને પસન તમે. ૩
રાતમાય ઉઠીને જાગો, માગો ખાંડ ને દૂધ;
ઊઘવા ના દો, ટાઢ માંય તો, ઉઠાડી દો છો દુખ. તમે ૪
દાળ કૂરથી ન્હાયા હોયે, તેવા છે તમ રૂપ;
વાળમાય છે સીતના દાણા, બાલ ક્રીડાએ અનુપ. તમે ૫
તળાઇ ગોદડા ને ઘર માહે, શુ મુતરની ગંધ;
કરો બાવરી માતાને તે, શુ જાણે મતિ મંદ તમે. ૬
નદ ઇંદિરા વંશ વધારો. વીર વિદ્બુધ થઇ મ્હોટ;
આજ્ઞાંકિત યુવજનની દેશે, ને ઘરમા, છે ખોટ. તમે. ૭

### રોલાવૃત્ત x

ઉછળી ઊછળી ખસે, ઉંચો થૈને ચીડવાઈ;
ફાફા મારે શિશુ જીભ કાડે ખીજવાઈ; ૧

ડીચડી ચુસવા કાજ, કોણ અંતરને પ્રેરે,
માતા ઉઠી લૈ શિશુ પાય પય પ્રભુની મ્હેરે ૨

અદભૂત પ્રેમે દૂધ,આવી પાનો ઉભરાયો,
એ આકર્ષણ શક્તિ, તાર વિદ્યુત જોડાયો. ૩

જન્મ થતાંની વાર, ભર્યું પય જનુની ઉરે,
તે વિશ્વંભરનાથ, સકળ સંકલ્પો પુરે. ૪

ઊધમા અન્ન પચાવી, તુષ્ટિ પુષ્ટિ સુખ આપે,
જગત નિયામક નાથ, જીવ જડ જગને સ્થાપે ૫

પૂર્વ જન્મનો પ્રેમ, લાત મારીને લેવા,
ચઢાવિ ભ્રુ મીચી આંખ–કરે ઉઘરાણી દેવા. ૬

જમા ખરચનુ એમ–ચાલ્યુ મા દીકરે ખાતું,
અદભુત રચના ઈશ, જોઈ જીવ શિવને રાચું. ૭

કર કર રૂદન બાળ. ઝીણ મધુરૂ મીઠું લાગે;
ઉપજાવે આનંદ, જ્ઞાન પ્રભુ પ્રીતિ જાગે. ૮

જ્યાહ જેહનો જન્મ, માતને ઘર ખેતરનો;
વળી દેશનો દેશી, થાય હકદાર સદાનો. ૯

ધર્મ કર્મને, વલણ, સ્વભાવ તે તે ગણવાનો;
પચ પિતરને પંચ માતૃદેવો પૂજવાનો. ૧૦

---

xચી. જયમતિનો બાર દીવસનો છોકરો જોયો, અને તેને સાંભળવાનુ મન થવાથી ખુબ રડવા દઇ ધ્ધરની ખુબી કાલા રૂદનમાં ઉપરથી નીરખી.

# નિશાળીઆઓનો આનંદ

તરંગ (કોઇ દેખા ભીચારો મેરા સનમ એ ફેરબાની ચાલ.)

(તમે) તોફાન કરોરે ભાઇ તોફાન કરો,
દોડમ દોડા કૂદમ કૂદા કરો હરોને ફરો;
આ દડી ઉછાળો, જોરથી મારો, ચૂકવે તો તે ખરો, તમે-૧
અચુક નિશાને મારે તે તો. બેટ બોલને ધરો,
હારે ત્યારે હસીને નાચો, કાખલી કુટી ફરો, તોફાન.
આજે છુટ્ટી, કાલે છુટ્ટી, નિશાળ થાશે બંધ,
છુટયા આપણે વાદર જેવા કૂદો કરો ધમધમ, તોફાન.
મમરા વાળો બેઠો પેલો. મમરા લેઇ લૂટ,
બોર વાળીના બોર બાહુથી, મુઠ્ઠી ભરવા છૂટ; તોફાન.
બૂમો પાડી પાછળ દોડે ત્યારે દોડી જાવું,
બાળક પણુમાં છૂટ બધાને ચઢી ઝાડ પર જાવુ. તોફાન.
નળીયા ભાગી રૂપિયનાને જીવ જોખમે દોડ,
પૈના કનકવા કાજે ઝાડવા. લેઈ વાસને દોડ, તોફાન.
નહ ઇન્દિરા બાળપણામાં પ્રભુને ચિંતા છેજ,
માત પીતાને સોપી સઘળી બલા, ખરચને વેઠ, તોફાન.

---

## હાલરડુ.

(ગોકુળીએ લઈ જાઓ એલચ)

હો ? સુંદર શ્યામ કલા,
હાલો હાલો. હાલો હાલા. હો-૦
ઉંઘતો નથી નિંદ કોણુ છે ચોરી,
ઉછળ ના, રડતો રેહ બાળા હો૦

પરણાવી શુ ઉચ્ચ કુળની કન્યાને,
ગુરૂ કુળ વાસથી વળતા, હો-૦
ઉઘીજા, ઉઘીજા. કાયર કરશો,
તોફાની એ મુજ વ્હાલાજી હો-૦
ડીભ કાળુ રમવાને દઈશ હુ,
કોટે વળગીને રમજે કાલા, હો-૦
ઉછળે શીદ કરી કરી કીલકારા,
આ, ઉઘવાના છે નહિ ચાળા, હો-૦
ધોળી ધનદ ધેન તાહરે કાજે,
આપે છે પય ભરી પ્યાલા, હો-૦
રમવાને હરીણુને ઘુઘરો હુ આપુ,
ગાઈને ગીત રસાળા, હો-૦
ઉત્તમ કુળનો શુ વશ વધારી,
અરીદળ સહારનારા, હો-૦
યશદ કીર્તિ યશ યશોદા ગજાવો,
સપદ સુખડા પ્રચારો, હો-૦
શ્રુતિ સૃષ્ટિના નિયમ જાણી પાળો,
માતૃભૂ સેવો વિસાલ., હો-૦
સમષ્ટિના કરતવ્યે દ્રષ્ટાતે,
દાખો કર્તવ્ય કર કાલા, હો-૦
આસ પરોપકારી અગ્રણી પૂજવા,
આતતાયીને ઘોચી ભાલા, હો-૦
દૈત્યના ભારે આ ધરણી ધ્રુજે છે,
સતોને સુખ મન જવાળા, હો-૦
મલ્લયુદ્ધે કસ કુટીલને હણજે,
છોડાવવા માત તાતા, હો-૦
ઇંદિરા વસુધા ગઈ પરતત્રે,
પીડય પરવરશ લ.લા. હો-૦

## ઈંદ્રવજ્રા.

વને વસે ખાય તૃણો પડેલા,
પાણી પિએ પર્વત નિર્ઝરેલા,
તે વધ્ય હર્ણા સસલા ગણેલા,
હા ! કર્મ એવાં નીતિમા ભણેલા, ૧

આવી દિવાળી જન હર્ષ માટે,
ફૂટે ફટાકા વિજયો વધાએ;
બને સુવાળી ઘુઘરા ઘણાએ,
વિનાપરાધે સુપડા કુટાએ, ૨

રીસાઈ મુગ્ધા સુવિલાસ કર્તાં,
ચીડાઈ તેએ પ્રીતિ પ્રેમ ભર્તાં,
ઊઠી સવારે ઘુમરાઈ ધર્તાં,
લૈ ઝાપટે ગોદડુ ક્રોધ હર્તાં, ૩

કાળે સ્ગુદે ઊછળી છે કુદે તો,
સુવાડિ દે સૂખ ઉદ્દે ભરે જો,
તે ગોદડે શૂ લિધુ ભાઈ તે કહો,
ખાએ ઝપાટા બહુ લાકડીઓ; ૪

શૂં લીધુ કહો હિંદિ નિરે બધાએ,
ઊઠાવીયો જગ ગળા કપાએ,
વાધી ગયો છે કરથી સ્ગુદાએ,
રે જર્મનો કે નિતિ એ ભણાએ; ૫

---

# યજ્ઞોપવીત સમયે ઉપદેશ.

## મંગલ લહરી.

मंगल ददतु नो विनायको, मंगलं ददतु नो सरस्वति ।
मंगलं ददतु नो समुद्रजा, मंगल ददतु नो महेश्वरी ॥

## આશીર્વચન.

### શાર્દુલ વિક્રિડિત.

ગંગા ગોમતિ ગોર્પતિ ગણપતિ ગોવિંદ ગોવર્ધન,
ગીતા ગોમય ગોરજો ગિરિસુતા ગંગાધરો ગોતમ;
ગાયત્રિ ગરૂડો ગદાધર ગયા ગંભીર ગોદાવરી,
ગંધર્વ ગ્રહ ગોપ ગોકુલ ગણો આપો બધા મંગલ—

ગાયત્રી ત્રિપદા ત્રિવેદ વરણો—ત્રિમાત્ર દેવત્રય,
ત્રિનેત્રો ગણનાથ શિવ સુતના તંતુ ત્રિગુણાત્મક,
અગ્નિત્રિ ત્રયકુંડ લોકત્રયના—તે વામન ત્રિપદ,
રામત્રિ બટુ બ્રહ્મચરી તુજને આપે સદા મંગલ—

સત્યે સર્વ વૃતો ફળે–સત થકી દુ:ખો બધા છે ટળે,
સાવિત્રિ સત સૂર્ય મંગલ ભરે સુધીય ઉદે કરે,
સત્યે કર્મ ફળે સુખે નિયમથી, જે શાસ્ત્ર સાચા કથે,
તે આકર્ષણ શકિત શિવ બલ દો–ઓંકાર સુમંગલ—

જે નીધિ થકી સર્વ જ્ઞાન પ્રગટે વિવર્ત તે કહાવે,
તેમાં હું હું કરી રહ્યા પુરૂષ તે વ્યકિત રૂપે હું થયો,
તે ત્રિદેહ સહીત આજ શરણે જીવ સ્વરૂપે રહ્યો,
તે તુરીય પદે સદા રત રહું દેજો સદા મંગલ—

જે જ્ઞાને રઘુવીર કૃષ્ણ નીપજ્યા વાલ્મિક વ્યાસાદિક,
ભાવે ચાંદની ચંદ્ર દ્વૈત હરતા મુનીશ્વરો ભવિક,
વિજ્ઞાને વીર વિદુષો વિજયથી દીપ્યા રવિ તુલ્ય જે,
તે માર્ગે હરી સર્વ વિઘ્ન સુખ દો વિઘ્નેશ સુમંગલ—

## પિતા ગાયત્રીનો ઉપદેશ કરે છે.

મ્હારા આત્મ સ્વરૂપ પુત્ર તુજને છાની કુચી જ્ઞાનની,
ભૂ ર્ભુવ સ્વર ઓમ્ તત્ સવિતુ જે સામર્થ્ય ત્રિવેદની;
તે ધ્યાને ધરજે વરેણ્ય સવિતા પ્રેરો સુબુદ્ધિ ઘણી,
નિત્યે તે જપ જ્ઞાન ગાન કરતાં દે ભાન જાડયો હણી—૬

## સત્યવૃત પાળવા વિષે.

સત્યે નિધિ રહ્યો વસી હદ કરી–સત્યે ગ્રહો છે ફરે,
સત્યે મેઘ પડે રવિ તપી રહે–સદ્ધર્મ સત્યે તરે,
સત્યે સર્વ નીમે રહે–સંત થકી નિર્ભે થઇને ચરે,
ધારો શુદ્ધ મને સુવૃત્ત સતનુ–આ યજ્ઞના ઉપવિતે—૭

## –બ્રહ્મચારી કહે છે.

દૃષ્ટિ ખૂલિ રહી રવિ ઉગમતા જેવી દ્વિજો* બાલની,
દેખાએ રવિની પ્રભા નિશ જતા સ્વચ્છદ ઉહાણની;
ગાયત્રિ ઉપદેશથી "હુ" "તુ" અને "તે" ભેદ છે જ્યા નહિ,
પિતૃ માત ગુરૂ મહાન મુનિને જોઉં સ્વરૂપે અહીં—૮
જે નિધિ થકી સર્વ જ્ઞાન પ્રગટે વિવર્ત તે કાહવે,
તેમા× વ્યકિત રૂપે હુ† હુ કરી રહ્યો તે જીવરૂપે વહે,
તે ત્રીદેહ સહિત પાદ તુરીએ આભા+ સ્વરૂપે મળ્યો,
ને તુરીયાતિત બ્રહ્મરૂપ બનતા પ્રજ્ઞાન ક્ષેત્રે ભળ્યો—૯
મ્હારામા મુજ માત તાત ગુરૂને, સર્વે મહાત્મા દિસે,
માના તાત અને મહાન જનમા, દેખાઉ હુ તદ્રુપે,
અંતર્બાહ્ય સ્વરૂપ રૂપ સઘળે, બીજું ન વૃતિ વિશે,
'હુ' 'તુ' 'તે' જઇ ભેદ હુ હુ પ્રિતિનો, મ્હોટો નિધિ અમૃતે–૧૦

– બ્રહ્મચારી એટલે વેદાધ્યયન કરી તે માગે ચાલનાર
* પક્ષીના બચ્ચા બે વાર જન્મ લે છે
× જ્ઞાનનો ખજાનો જે આત્મા છે તેમા
† દેહાભીમાની જીવાત્મા
+ જગતનુ મહા કારણ

અંધારી રજનિ વિશે નભ જુએ, તેને કહો શું દિસે !
ગર્વા ગોળ ગ્રહો ઉપગ્રહો બધા અસ્તોદયે જાય છે;
કો'ના શાસનથી અહો ! નિયમમા, નિર્મીત ચક્રે ફરે,
તે સત્યેશનું જ્ઞાન ભાન ભરવા, આ બ્રહ્મચર્ય વૃતે-૧૧

## બ્રહ્મચર્ય પાળવા વિષે

આ છે બંધન એક બંધન બધા, છુટી જવા જગ્તમાં
ક્રીયા જ્ઞાન પ્રકાશ શકિત બલ દે, ઐશ્વર્યથી યોગમા,
જાણો તે ગુરૂ આશ્રમી દૃઢ વૃતે, તે બ્રહ્મચર્યો તણા,
સ્વેચ્છાચારી સ્વતંત્ર અબ્ધિ સુખમા. જાણે તરે માછલા -૧૨

જોવી ના ચીથરાની પૂતળી પણ હે બ્રહ્મચર્યાશ્રમી !
નિત્યે ઓજસને વધારી કરવી, રક્ષા સદાની વીર્યની.
આયુર્દા બળ બુધ્ધિ જ્ઞાન ખિલવે, ઉત્પત્તિના રોગની,
દીક્ષા પંડિત એ અતી કઠીણ છે-ઇંદ્રિ વશીકારની.-૧૩

સુવું સાદડી ભેક્ષ્ય ભોજન કરી, આજ્ઞા ગુરૂની ધરી,
અગ્નિ વેદ પ્રકાશ પ્રેરક પ્રિતિ, પ્રજ્ઞાન ઉદે કરી,
ઉઠી પાછલી રાતથી, વિધિ વડે સ્નાનાદિ શુધ્ધ કરી,
વિદ્યા, બંધુ, સ્વદેશ રક્ષણુ કરો સત્યાગ્રહે આદરી -૧૪

## કારણ કે—

હાંલ્લી અડચ અટોડીનો મહીં નહીં દીપે પ્રકાશી દીવો,
વાતાવર્ણ મહીં મુકયો તદપી તે હાલેજ ઝાંખો જુવો,
હાંડી કાચનીમા મુકયો ગુણ સ્થિરે-પૂર્ણ પ્રકાશે ખરો,
અંતર્બાહ્ય ઉજાસ સત્વ ભરતો, યજ્ઞોપવીતે દીવો -૧૫

આ છે દેહની ગાડી, ઇંદ્રિ તુરંગો, પ્રવાહ છે મન્નની,
હાંકે વિષયની ભણી પટકી દે, બુધ્ધિ ભુંડો સારથી,
એઠો જીવ પડેજ ખાડ જહીને, તોફાની અશ્વો થકી,
દેહી જ્ઞાન વડે કરે વશ હયો, સુખી સુમાગે જઈ.-૧૬

પૃથ્વી જો ચળી જાય વર્તુલ થકી, અગ્નિની જ્વાળા નીચી,
વાયુ વેગથી ના ચળે હીમગિરિ, ના સાધુ તે વાણીથી,
ખાયે ઘાસ કદાપિ ના, જીવ જતે, તે સિંહણો ભુખથી,
તેવું પાળીશ સત્ય ધર્મ વ્રત એ, નિ'ડ' થકી બ્રહ્મની—૧૭
જાએ છે પ્રલયે રવી શશિ ગ્રહો, ઉપગ્રહો સર્વ જ્યાં,
અગ્નિ વિદ્યુત પચ જ્યોતિ ઝળકે, નાહિ કદી તેજમા,
ત્યા છે શેષ સદા સ્વરૂપ સતનુ, ઝળકી રહી જ્યોત જ્યા,
દીપે સાધુ સતી સુશીલ વૃત્તથી. સૂએ સ્વતે જાશમા—૧૮
પ્રજ્ઞાને પુર ઉ ઉન્મની વિષે, પ્રેમે સદાનદમા,
ભકિત ભાવિક વિપ્ર વેદ ઠરતા, નિરૂપમા રૂપમા,
તુ હુ તે ભયભેદ જન્ત તુટતા, અમૃત નિધિ ત્યહા,
જે નિર્ગુણ સગુણ ઓમ્ અરૂપે હું નિર્વિકલ્પે અહા.—૧૯

## માતા પુત્રને કહે છે.

મ્હારા લાડકડા તનુજ તુજને થાજો કૃપા તેહની,
જેને નાગર હાટકેશ્વર કહે, સેવા કરો ઇષ્ટની;
લ્હેરે મ્હેર હજો સુપુત્ર સુખદા, સદ્બુધ્ધિ સત્યેશની,
ભક્તિમા રમજે સદા રત રહી, હે પુત્ર શ્રી કાન્તની—૨૦

## ઓધવરાજ હમને—એ રાહની ગરબી.

### ભણો ભાગ્યવત શ્રુતિને.

ગુરૂકુળમા ગુરૂજન ચરણેરે, મુક્ત લાડકા શારદ શરણે,
ભણો ભાગ્યવત શ્રુતિને—ટેક.
સામાન્ય જ્ઞાન છે પ્રાણી સકળને, વિજ્ઞાન માત્ર મનુજને—ભણો. ૧
માતના લાડ છોડી બાળલીલા, નીમ ધારણ ધરવા હઠીલા.—ભણો. ૨
તનમન કસવાં વિશ્વને જીતવા, તજી વિષય વિકાર નજીવા.—ભણો. ૩
ધર્માર્થ કામ ને મોક્ષ મેળવતા, તરી તારી પ્રભુજીને સ્મરતાં.—ભણો. ૪
સુવીર ધીર પ્રશાત થઇને, થાવું દીપથી દીપ પ્રગટીને—ભણો. ૫
દીપાવજે મુજ કુખ કુળત્રાતા, તુજ વિરહ વિકળ હુ તો માતા.—ભણો. ૬
ઇદિરા આનદ આપી જગતમાં, દેશ ધર્મને પર ઉપકૃતિમાં.—ભણો ૭

# માતાની સ્તુતિ

મહામાયા સુખ, સંપતિ, સંતતિ,
મન વાન્છિત દો ક્ષેમ,
ગર્ભાશયમા રક્ષણ કીધૂ,
જન્મ થતા પય દીધૂ.
સ્નેહવાળી-વરદાળી તુજને ભાળી,
શરણ ચરણમા અજ્ઞ હું બાલક,
મા વીણ ઉછરૂ કેમ ?—મહામાયા—૧
શબલ શકિત તૂ એક અંબીકા,
અણુ અણુમા વ્યાપી,
ઘટપટમા, તનમનમા, જડજીવમા,
એક ચેતના અલક ઈંદિરા–સકલ કામ પુર ધેન –મહામાયા–૨

# શક્તિ સ્તવન.

## ગરબી (ઝગડો લોચન મનનો એ લય)

સન્મતિ દે મુજ માત, અંબે સન્મતિ દેજે,
કરી હૃદયકમળમા વાસ, અંબે સન્મતિ દેજે,
નીતિ ધર્મની શિખવ વાત, અંબે સન્મતિ દેજે,

### સાખી.

બુદ્ધિરૂપ હૃદયે વસી, રચના વિવિધ ભરી,
વિદ્યા તર્ક વિતર્કથી શોધ નવીનવી કરી,–અંબે. ૧
વિચિત્ર જગ રચના અતિ ખુબી વિવિધ વિલાસ,
રીઝાવવા સઉ જીવને, ખેલ કર્યા છે ખાસ–અંબે. ૨
નિશુંભ શુંભો 'મારીયા, મહિસાસૂર સંહાર,
દેવોના દુખ છે હેર્યા, વર્ત્યો સઘળે જય જયકાર–અંબે ૩
વિષ્ણુ વિરંચી છે સ્તવે, વેદો વારંવાર,
જન્તજનુનિ જગ્તમા તારો, કોઇએ ન પામ્યા પાર–અંબે. ૪
અંધ કૂપ સંસારમા, અંધ ન દેખુ ક્યાય,
આદ્ય શાકત તુ ઈશ્વરી, જાણી વત્સ ગ્રહો મારી બાહ્ય–અંબે. ૫

મંદ મતિને અલ્પ હુ, રંક પડયો છું ચર્ણ,
તારો ત્હારો સ્થાપિને, ધરો વિનતી મારી કર્ણ–અબે ૬
છોરૂ કછોરૂ થાય પણ, સદા રક્ષતી માત,
સાષ્ટાંગે નમી વિનવુ, અપરાધ થયો કરો માફ–અબે. ૭
કૃપા કટાક્ષે રે જુઓ, પાપી હુ, નથી હામ,
કર્મ જોઇને કોપશો તો જાશે દયાળી નામ–અબે. ૮
સુખ સપત્તિને સતતિ, ધર્મ તણી મતિ થાય,
કુબુદ્ધિ કાપો ઇશ્વરી, ઇંદિરાનદ આનંદે ગાય–અબે ૯

## માતાની સ્તુતિ

પદ સુંદર સુખ તુ દીલ તનુ નદિકેશ્વરા એ લય)
હિમસદની, હે જનની, માત બેચરી,
નયન પિયુષ પરમ પ્રેમ પુરણ નિર્ઝરી, હિમ૦
અજ્ઞ બાલકના અપરાધ, ભુલિ જો જરી,
મરણ હરણ, ચરણ, શરણ, તરણ, તુ કરી, હિમ૦
કપુત થાય, નહિ કુ માત વ્હાલ પરહરી,
ઝાખે, સાખે, નાખે,
દુ ખ દરીએ, ડુબી મરીએ, તુથી તરીએ,
સહાય તુજ ખરી, હિમ૦
જગત જનુનિ જગત રક્ષકા તુ શિવકરી,
કયાહ જાઉ કરૂ શુ હાય? દાઝ લે ધરી,
નમિ નમિ નમિ યાચુ આખ આસુડે ભરી,
માતા, ત્રાતા, શાતા,
ભત્ર ભરણી, ભય હરણી, પ્રિય કરણી,
ત્રિપુર સુંદરી, હિમ૦
ઇન્દિરા મન મન્દિરા મર્જ્જન શુદ્ધ કરી,
શાકત ચડ અર્ધ અગ શિવ શિવા ઠરી,
બૃહદ જ્ઞાનવિદ અરૂપ સ્વરૂપ પ્રિત ભરી,
જયકાળી, વર દાળી, જન પાળી,
દલન દુ ખ કરી, હિમ૦

# લગ્નમાં ગાવાનાં ગીત.

## ચોખા ચઢાવતાં ચઢાવતાં કન્યાએ અંબા ગણપતિ પાસે માંગેલું વરદાન.

રાહ–(જુઓ જુઓ, ભૂપનું રૂપ ધનુષ્ય ધનજયે ધર્યું રે)

મગલ વાદ્યનો ધ્વની શુણતા તે, ઉછળી લ્હેર આનંદની,
લાગી સુખ સમાધી સપૂર્ણ, મગળ મૂર્તિ શિવ સુતની;
આવ્યો આવ્યો પતિ મુજ પ્રાણ, અશ્વરથ ચઢી હુ ભણી,
પ્રિય મ્હારો આ નરવર છે જ જન્મોજન્મનો જે ધણી.
દિશે દિશે એ મનહર રૂપ, જાણે છબી મદનની,
જુઓ જુઓ સુદર આ સ્વરૂપ, તેજે અગ્નિ પ્રદિપ્તની,
વૈભવ સૌભાગ્ય લઇને પધાર્યા, હોયે ઇંદ્ર શ્રીપતિ,
વિદ્યા બલ બુધ્ધિ પરાક્રમ પુર વદન સ્મિત છે અતિ,
દિશે ઉજ્જવલ ધવલ સુપંક્તિ, દશન શ્વેત દંતની,
શૂરવીર સામત શિવ ભક્ત, છબી કાર્તિકેયની,
ધન્ય ધન્ય છે આજનો દીન, સુમુહુર્તની આવી ઘડી,
ફળ્યા શિવ પૂજન જગદબ, આવે ધીર મુજ ભણી
ભદ્ર ભદ્ર સતત સૌભાગ્ય, રમણ રસ અનુપની,
ખાણ મધુર મધ મીષ્ટ કેરી ભ્રમર લોભી કમલિની,
વાગે વાગે વાજા સૂર પુર લ્હેરે તે આનદની,
લાવ્યો લાવ્યો સકલ ઐશ્વર્ય, વૈભવ સુખ મુજ ભણી.
આપો આપો હે જગતની માત. અખડ સૌભાગ્ય સદા,
સતિ શિવ પૂજ્યા તમે જેમ, (તેમ પતિની) સેવા કરૂ સર્વદા,
ખોળા પાથરી મૃત્યુંજય માગુ, દીર્ઘાયુ એ કરજો પતિ.
હરજો સકળ સકટ કલિ કલેશ, કુપથમાથી મુજ મતિ
વિઘ્નહરા હે ગણનાથ, પૂજુ વસુના પતિને
અગ્નિ દેવ થાઓને પ્રસન્ન, આપુ છુ આહુતિને,
વારંવાર અક્ષતને ચઢાવી પૂજુ જગદબને,
હે સતિ હિમગીરી તનયાજ, અચલ કરજો પ્રીતિને,

યાચે કન્યા ક્ષણુ ક્ષણુ અબ, આપો શીલ વૃત્ત મને,
સત્ય રક્ષક વૃત પતિ આપ દઢાવજો આ તને;
માડી કરજો ઉતાવળ ઝટ મોતીડે વધાવીને,
પૂજી લેજો સુખદ હે તાત, નૈષ્ઠિક બ્રહ્મચારીને,

---

## રાગ પીલુ જોગી આશાવરી તાલ દાદરો
(ઇશ તન ધનકી કોણુ બડાઇ એ રાહ)

આનંદ આનંદ ઉર ન માયે,
ઉત્સવ ભર આ લગ્નની માંહ્ય,
વહુવર ઉભયની ગ્રંથિ જોડાયે,
સરિતાને સાગર એ ભળી જાયે,
કુંમ કુંમના મે સ્વસ્તિક કીધા,
પૂજી પ્રસન્ન મે શિવ સુત કીધા,
મંડપ શણુગારી દીવાઓ કીધા,
મંગલ વાદ્યના ધ્વનિ શુભ કીધા,
મ્હારો જાયો ઉત્સવ ભર ભળ્યો,
આપ્ત સગા મિત્રમંડળ લાવ્યો,
કન્યાએ સુમનની માળ પેહરાવી,
પ્રેમાકુલ દ્રષ્ટિ નીચી નમાવી,
સ્મિત વદન લજ્જા પ્રેમ ભરેલી,
ચોટી દીધી પગ રસની શું હેલી,
સીંચ્યા અમૃત રંગે રંગ રંગ રેલી
હોય શકે ઘન ગંભીર હેલી,
મ્હારો લાડકડો ધીર વીર શાણો,
પ્રેમ ઉછાળા ઉદધિ - પ્રમાણો,
છુપે છુપાવ્યા એ નહિ જાણો,
મુખ મુદ્રાના તેજ પ્રમાણો,
નવલ કીશોર કીશોરીની જોડી,
સુંદરના શીલ ગુણુ સાથ જોડી,

ઇન્દ્ર ઇન્દ્રાણી શ્રીધર શ્રીશું,
પ્રીતે હર્ખ્યા રૂપ લઈ માનવીનું;
હોય જાણે શશિ રવિની પ્રભાએ,
ચુમ્બિત ગગન દ્વિજ ઉડ્ડાણ માંહ્ય;
પ્રેમ ઉછાળા શકુન સમાવી,
આજ મારે ઘેર ગૃહલક્ષ્મી આવી

બાજઠડા મે સોને જડાવ્ય,
તોરણે હીરા મોતી બંધાવ્યા,
ઉડાવ્યા ધ્વજ મંદ લહેર પવનની
અર્ચિના માર્ગે ધૂમ્ર હવિની,
આહુતિ પહોંચી લ્હેર ગગનની,
પ્રસન્ન થયા દેવ મહેર બધાની,
આવો નવી વહુ મોતીડે વધાવું,
સમ્રાજ્ઞી શ્વસુરના ગૃહની બનાવુ.

પિંજર ટાંગ્યા શુક સારિકા,
કોયલ મયુર ધ્વનિ રસના રસિકા,
આવી નવી વહુ શોભાવો બારી,
પૂજો વ્રત ધરી દીનમણી હારી,

ખાટ હિંડોળા જરૂખા જડાવ્યા,
ઊંચી મેડીએ રંગ રંગાવ્યા,
ધોળી અગાશી ઉંચી કરાવી,
રમશે મારી લાડકી વહુ આવી,

બે પાંખે પંખી સબળ છે કહાવે,
ઉડી ન શકે એક પંખ કપાવે,
પિયર સાસરૂં બે પંખ જાણો,
ઉડો ગગનમાં ગતિ ઉચ્ચ આણો,
હૃદય શું હૃદય, મન સાથ મનને,
પ્રાણ સાથ પ્રાણ, અને તન સાથે તનને,

કુળ સાથ કુળને, ઘર સાથ ઘરને,
સત્ય વિશ્વાસે જોડશો ધનને.
ખીલવજો મારી શુદ્ધ પુલવાડી.
હોણુ આવી મ્હોર પુત્રની માડી;
સેવ્યા સદાશિવ સિમંતનીયે,
પામી પતિ ફરી મંગલ ભરીયે;
અનસૂયાએ સેવ્યા ગીરીજા પતિને,
પામી પતિ અત્રિ જેવા ઋષિને;
સેવ્યા સચિએ શિવ સુખદને,
પામી ત્રિભુવન સમ્રાજ્ઞી થઈને,
ઉંચે અરૂંધતી ગગનમાં જુઓ,
પ્રત્યક્ષ જોઈને સુખમાં સુઓ;
રાંધ્યા કંસાર મે મંગાવી મેવા,
લાડકી વહુને ખવરાવી લેવા,
કોમલ હસ્તે વરને ખવાડો,
ખાવો પતિ હસ્તે મ્હોડું ઉઘાડો;
આવો નવી વહુ લાડકી મારી,
ગોરી ગૌરીના દૂધ પીઓ ઠારી;
ગોળ વિનાનો કંસાર જેવો,
પ્રેમ વિશ્વાસ વિના ભવ તેવો,
પ્રેમ એ સત્ય અનંતનુ રૂપે,
પ્રજ્ઞાન આનંદ બ્રહ્મ સ્વરૂપે;
એ છે આકર્ષણ શક્તિ અનુપે,
સર્જન પાલન ધર્મ સ્વરૂપે,
સફલ થયા શિવ પૂજન આજે,
મંગલ આયુષ્ય શિવ દો સૌભગ્યે,
આશિષ ઈન્દિરાનંદ વદે છે,
રસમાં રમો નિત્ય ધર્મ કહે છે,

---

## સપ્તપદીના સાત પગલાંનો ભાવાર્થ.

શાર્દુલવિક્રિડિત.

વિષ્ણુના વરદાનથી પગલુ આ, પ્હેલુ હુ અન્ને ભરી,
બીજે મ્હાબલથી બલિ બની રહુ, ત્રીજે હુ લક્ષ્મી ઠરી;
ચોથે વૈભવ પાચમે પશુ તણી, છઠ્ઠે ઋતુ પ્રાપ્તિની,
સાતે મિત્રરૂપે બની રહી રહુ સખા, સૌ સુખ આપત્તિની.

---

## મગળફેરા ફરતી વખત આપવાની આહુતિ.

શાર્દુલવિક્રિડિત

છ હે સપ્ત કરો મહી લઈ આહુતિ આ હવ્યની,
સ્વીકારી સુખની સીડી કરી રહો હે ! અગ્નિ સૌભાગ્યની
મારા આ સતિના સુવ્રત નિયમે રક્ષો પતિ વ્રતપતિ,
સમાર્ચી ભભુકી ઉડી ગગનમા દિર્ઘાયુ થાજો પતિ. ૧

બીજી આહુતિ મંગલ ફરી, મે આ પ્રતિજ્ઞા કરી,
અર્પુ આહુતિ સત્ય વચને, બધાઉ છુ હુ ફરી ફરી,
પહોચાડો હવિભુક ત્યાહા જ્યાહા વિષ્ણુ સુતા શ્રી પતિ
આ શ્રી પ્રિય ગૃહેશ સાથ છુ, સૌભાગ્ય પ્રેમે અતિ. ૨

ત્રીજી આહુતિ અર્પુ મગલ ભરો, તે અષ્ટમૂર્તિ શિવ,
અત્યક્ષે હર વિશ્વ મૂર્તિ, દિપતિ સૌભાગ્ય ભદ્રે ભવ,
દિપ્તિમાન મહાન હે હુત વહા, પહોચાડજો સત્યની,
આઠે હુ ગૃહિણી બની ગૃહપતિ ધરણી સમી મેઘની. ૩

આપી પુણ્ય ફળો, વૃતપતિ રક્ષો મ્હારો પતિ,
ચોથી આહુતિ અર્પુ હુ, સ્વીકારજો મારી નતિ;
હે મૃત્યુંજય ? સર્વથા જય જય સૌભાગ્ય દો સર્વથી,
સંપત્તિ વળી સતતિ શિવકૃપા માથે ધરૂ હર્ષથી. ૪

---

# સ્નેહ સત્કાર.

## ચમન કલ્યાણ તેતાલો.

(આ જગમેં નહી કોઈ અપના એ રાહ)

(અહો !)

વીર વિદુષ નર મંડલ મંડન— ટેક.
આલ્હાદક શશિ શાંતિ પ્રભાસ્વર,
સાહિત્ય પરિષદ્ કંજન રંજન—વીર ૧
ભલે પધાર્યા દ્વિતિયામૃતકર,
પુજીએ વધાવી સુપુષ્પે હૃદગમ—વીર, ૨
જાણે અખાત્રીજ પુર ઉર ઉલટે,
કલમ કવિની દગ્વાને કૂજન—વીર ૩
નૃત્ય મયુરાસની કરવાને,
આવિ અચાનક તમ ભિડભજન—વીર ૪
સ્વીકારીને સૂર્યપુર ઇનતનયા-
-તટના નિવાસી જન આમંત્રણ—વીર. ૫
શ્રમિત છો શ્રમથી આ તપતપથી,
દૂર પ્રવાસથી આકુળતા મન—વીર ૬
ફળફુલ ધાન્યની સેવા હમારી,
લેજો સ્વીકારી પ્રીતિ પુર પૂજન—વીર. ૭
ગુર્જર રાષ્ટ્રના ઉત્સાહી પુરૂષો,
પરહિત રત પૂજ્ય પરમ છો સજ્જન—વીર ૮
અગ્રણી અગ્રસ્થાને પ્રજાના,
લેજો વિશ્રાંતિ ભાજન મહાજન—વીર. ૯
માતૃભૂભક્તિ ભાવુકભાવે,
પ્રાય સ્વરૂપમા સાક્ષાત્ લગ્ન—વીર ૧૦
ઇન્દિરાનંદ આનન્દ ઉપાસક,
હૃદય વિકાસક છો સ્મિત વદન—વીર ૧૨

---

# નીતિ–લહરી.

## દોહરા.

સર્વ કુશલ ભિષક બને, જ્યા સુધી સ્વાસ્થ્ય સુખે;
સન્નિપાતમા પરખિલો, સત્યા સત્ય સુખે. ૧

શુર વીર કહાવે બધા, મરડી મરડી મુછ;
ચોર ધાડ રણ યુદ્ધને, સમય જણાએ શૂર ૨

મધુર વચન પ્રિયકર વદે, ખૂસામતિયા છેલ,
સત્ય કટુ વચ હીત કર, છે મળવૂ મુશકેલ. ૩

આપો આપો સૌ કહે, દયા દાખિ વચ સત્ય,
દામ કાઢવાને સમે, ગુમાવિ દે છે પત્ય ૪

મોચી સોની વેપારીના જુઠા વાયદા છે જ,
કાલ કાલ કહે કાલજો આવે તો ન પતેજ. ૫

છેજ હીત સંપે કરી રહો એમ કહેવાત,
ત્યાગ અને વૈરાગ્યમા પડતા નિત્ય પછાત. ૬

સત્ય ધર્મનું ડોળ ધરી, દાભિક કરતો વાત,
પાછળથી પરખાય છે, આચરતા કે જાત. ૭

સત્વ મુલક ધર્મ ભર ઊચિત સમે નહીં ક્રોધ,
તે વન્હિ નહીં રાખ છે ગણે એમ સહુ લોક. ૮

સમય વિના શર ફેંકીને ચુકે લક્ષ્ય અજાણ,
અમુક લક્ષ્યને જે વીંધે અર્જુન રામ સમાન. ૯

સંપ શાંતિ વિનય અને વિદ્યાથી ગતિ થાય,
ચડતી પડતી દેશ ઘર રાજ્ય લક્ષ્મી મ્હાય ૧૦

પીંજરમા પખી પુર્યો કાપી નાખી પાખ;
પગમાં જંજીર જો પડયા તો શૂં કરશો સાક. ૧૧

સંકલ્પ નિશ્ચય જ્ઞાનને મંત્ર યંત્ર ને તંત્ર;
બળ બુદ્ધિ દઇચત્વદે શાંતિ સિદ્ધિ કરંત. ૧૨

રાજ્ય ભક્તિ ઈશ ભક્તિને ધર્મ ભક્તિ સાક્ષાત્,
પચ કલેશ હરિ ધોય છે પચ યજ્ઞ મ્હાપાપ. ૧૩
હાલ વિશ્વ વિદ્યાલયે પદાર્થ વિદ્યા જાણ,
પછીથી સુખજે તત્વને ચીર સ્થાઈ પ્રજ્ઞાન. ૧૪
લક્ષ્મી કુલટાના સમી કરતી ઝાઝા જાર,
વિદ્યા સતિ સાથે બળે, છોડેના ભરથાર. ૧૫
અહીં તહી દેછે સ્વર્ગ સુખ વિદ્યા સેવે તેથી,
લક્ષ્મી તજી મુનીવર દુઃખ, જગલ તે લે વેઠી. ૧૬
ચોર જુગારી લાચીયા સટ્ટા ખોર તમામ,
વારસ પણ તેવા ગણો તાકે પરના દામ ૧૭
સ્ત્રી, પુરૂષ, ધની, નિર્ધની, શેઠ, ચાકરો છેજ,
પૂર્વ જન્મના કર્મથી બન્યા ઉચ નીચ એજ. ૧૮
બ્રહ્મ, ઈશને, દેવને, પીતર, મનુજ, પશુ, જાણી,
પાપ પુણ્ય યોગે ચઢે પડે જગતના પ્રાણી. ૧૯
જન્માયુર્દા, ભોગતે, વિદ્યારૂપ, ઘરબાર,
માતપિતા ધન સુમતિ એ, જન્મ સાથ મળનાર ૨૦
મરણ સમે સ્થુલ દેહને, તજી જીવ છે જાય,
આઠ વસ્તુ સાથે લઈ, લીંગ દેહ ઉડી જાય ૨૧
પુરૂષના સમ સ્ત્રી બને, ઘરની રાજા તોય,
નક્કી અવનતિ ત્યા થશે, ઉન્નતિ ના કદી હોય ૨૨
મગજ સ્ત્રીનુ હલકુ કર્યું, કર્તાએ નીર્માણ,
કઠીણ કામ મરદો કરે, બુદ્ધાદીકને યાન. ૨૩
ગર્ભ રહે નહીં મરદને, ધવડાવે નહીં તન્ન.
અળગો બેસે ના કદી. વિચારી જો જો મન્ન ૨૪
ગર્ભીણી ઊચકે તોપ કે, અવાજ મ્હોટા થાય,
તુર્ત ગભ ગળી પડે, નાજુક નાર ભણાય, ૨૫

તકરારો તજી મૌન ધર અધિકાર વીણુ જ્ઞાન,
કદી પ્રાપ્ત થાએ નહીં વીતંડાથી પ્રજ્ઞાન. ૨૬
પદાર્થ વિદ્યા લક્ષ્મીને વૈભવ આપે તોય,
મરણુ સમે આવે નહીં કામે જ્યારે રાય. ૨૭
એક બ્રહ્મ વિદ્યા સદા જન્માંતર હર દ્વદ્વ;
સતત સેવજે ઇન્દીરા આનંદે સુખ કંદ ૨૮

---

## વણુજારો.

ગૌરીની થતામા હાણી,
ટીપુ દુધ શેર બે પાણી,
વાહ આહ મીઠી વખાણી,
શુ રહે વિર્ય તૃપ્તિ બલ આણી
કરે રોગી ભુખ ધન તાણી, ગૌરી–૧
ચર્બીને ભેળી ધૃત આપે,
વટલાવી અધર્મે પાપે,
તૃણુ હારી ધનદ મુગુ પ્રાણી. ગૌરી–૨
ધૃત દીપ ગયા દહેરેથી,
મીણબત્તી ચરબી બાળેથી,
કર્યા કુપિત દેવ હોરી હાણી, ગૌરી–૩
તે મુનિવરોના યજ્ઞે.
ક્ષત્રીયો ગયા તે પ્રજ્ઞે,
પશુપાત સારગ ધર પાણી. ગૌરી–૪
આધળી મૂર્ખની ભક્તિ,
ત્યાહા બોધ કવીની ઉક્તિ,
નહિ કોઇ જને પીછાણી. ગૌરી–૫
ઈન્દિરા અકલ ગત પ્રભુની,
શ્રુતિ કહે સકલ સદ વચની,
ક્યાંહા ગઇ વીજ્ઞુ પ્રાણી. ગૌરી–૬

# અંબા સ્તવન લહરી.

## શીખરીણી.

ન મત્રોને જાણુ પરમ પુનિત યોગે નવ ભણુ,
ન જાણુ તૂં કેવી, યજન કરૂ શુ પૂજન ઘણુ.
શિવા સાચી માતા, જનમ જનમની માઊલિ ગણુ,
પ્રીતિ પૂર્ણો મ્હારી, હરણુ કરણી કલેશ વિનવૂ. ૧

ક્ષુધા લાગે ત્યારે, શરણુ જનુનિ શોધુ તહારૂ,
પિપાસા પીડેતો, જનુનિ તુજ ભણી હું ધસિ રહું.
કરૂ કાઇ વાછા, જનુનિ ઇછ્ઇ પૂરી કરતી તૂં,
રિખાઊ રોગે જો, મળ મુતર ધોતી પ્રીતથી તુ ૨

ઊઘું ત્યારે રક્ષા, કરતી જનુનિ. પાસ ભમિને,
છુટે મ્હાનો પ્રીતે વિરહ સહીના તુ જરી શકે.
વિહ્લી ઘેલી ઘેલી, મુજ દુખતુ જોઇ ન શકતી,
રહી રેલી રેલી, મુજ ઉદયમા માત હરખી ૩

ન મેં મે રે પર્ખી જનુનિ તુજ! પ્રિતી પુર હદા,
દીધી લાતો દૂખે પણુ કિચિંદ હેતી મુખ સદા.
મુખે વિષ્ટા ખાધી જનુનિ પણ તારૂ મુકી મદા,
થયો મેલો હુ તો, ઉજળી ભરતી ઉજ્વળ પદા. ૪

સદા સ્નેહે સાચી, સુખ દઇ દઇ દુ ખ ખમતી,
પ્રીતિ નૈસર્ગી કીધી, નિજ સુખ તજી બાળ ભજતી
અરેરે અજ્ઞાને, દુખ દિધુ અતિ માને હઠ ધરી,
તથાપિ એણે તો સુખ સુખ દીધુ આસ તુ ખરી. ૫



# વ્યાપાર લહેરી.

## શાર્દુલ વીક્રીડીત

ખેડીને કરી ખેતી કાચન ભુમિ–વૃષ્ટિ અનુકુળને,
ઉગ્યુ ધાન્ય વધ્યુ સહસ્ત્ર પટતે જોતા ભરે હર્ષને;
માને છે ફળી મહેનતો વરસ્યા–ખાશુ ભરી પેટને,
હા ! ! ! હા ! ! ! તાસ્ત્ર મુખાં પડયા તીડ ભુંડા વીનાશવા ક્ષેત્રને –૧

## લાવણી

ભારતકું સુના છોડકે કયા ગયે કૃષ્ણુ મહારાજ, એ ઢાળ

તુટી તાસ્ત્ર મુખા તીડ પડયા એકદમ–ડુબ્યો હીંદ વેપાર,
ભર્યા કણુસાથી ભરપુર લીલા–ક્ષેત્ર ખાણુ ખુવ્હાર,–૧

કયા ગઇ ડુબી નૌકા
કયા સ્વતંત્રાના સૈકા

આવી ઓટ રોજી ગઇ લક્ષ્મિ ધંધા–દરીઆ પેલે પાર–૨

સાધન વીણુ કેમ સાધ્ય સધાશે ધન બળને વ્યાપાર,
થયા મર્દ નામર્દ વીર્ય પય ધૃત વીણુ આવાર;

ગઇ ગાય બધી કપાઇ !
લડે ભાઇ સાથ છે ભાઇ !

તલાવમા નીર ખુટયુ હવે કયા, છીપે તૃષાવીણુ વાર,–૩

જઇ વેદ વર્ણ આશ્રમ ન્યાતિના, બંધનને અજ્ઞાન,
સાર્વજનીક સુખના વિચારો, છુટતા જસે પ્રાણ,
નહિ કોઇ કોઇની વ્હારે, થઇ અધ સ્વાર્થી પૂકારે,
નદ ઇદીરા ગુલામ હીજડા, ખાય ખાસડા માર,–૪



# ભોળા ભીમદેવની સ્તુતી.

(ભારતકુ સુના છોડકે કયા ગયો કૃષ્ણ મહારાજ, એ રાહ)

### લાવણી

ઓ સોમનાથ સહાર શકિત, ધાઓ ધાઓ આવાર
આ અનાર્ય રાક્ષસ દળ દળવાને, પિતાક કર ધરનાર ઓ. ૧
હે શકિત સહીત શીવ આવજો, ગણનાથ ષડાનન સાથ,
ગીઝનીથી મહમદ આવીયો, મદમાતો ક્રુર લુટનાર. ઓ. ૨
ઓ, સીહ વાહની અબીકા તુ, ભકતને પાલનહાર,
ગો વીપ્ર વેદને સતની, તુ વ્હારે છે ધાનાર ઓ ૩
ઓ મહીષમર્દીની! સમાર્ચી સુખ! નેત્રથી વ્હે અંગાર,
મુજ હૃદય ભુજામા જોર દેજે, ઉગ્ર રૂપ ધરનાર ઓ. ૪
ઓ ચામુડા ચતુરાઈ દેજે, ઉચા વ્યુહ રચનાર,
તુ અભય મોક્ષ સ્વતત્રતાને, સ્વરાજ્ય સુખ દેનાર. ૫
ઓ દુર્ગા દુર્ગનિ રક્ષકા તું, અન્ન ધન્ન ભરનાર,
કયમ સુની મૂકી ગઈ ભારતી, તું ભરતભુમીનો પ્યાર. ઓ ૬
ઓ શબવાહીની! વીર શૈયા પર અપ્સરા લેઇ પુલનાહાર
આવો કહેતી વરવા ઉત્સુક તે, થૈ કયા છુપી વરનાર. ઓ ૭
ઓ ગજ રથ હય વૃષવાહની, યાને શીઘ્ર જવાળ ધરનાર,
સુરગ, સ્ફોટક, સ્ફોટ થતામા, અરી દળ ઉડી જાનાર. ઓ. ૮
રણશ્રૃગ દુદુભી નોબત શખે, વ્યોમ ઘટ ભરનાર,
હર હર હર હર ઓમ નાદથી, પ્રાણાર્પણ કરનાર. ઓ. ૯
અષ્ટા દશ ભુજમા આયુધધે ઉચ્ચ અંષ્ટાદશ ધરનાર,
જળ સ્થળ વ્યોમમા, મત્ર તત્રને યત્ર સુકત ઉડનાર. ઓ. ૧૦
રણ યજ્ઞે હવી રાક્ષસ હોમી, દ્રવ્ય હુતાશની દેવી,
એક શકિત તું અખીલ વિશ્વની કીયા ફળ દે હેવી. ઓ. ૧૧

માતૃ ભૂ દ્રોહી દેશદ્રોહીને પિતૃ દ્રોહ કરનાર,
ઘોર તમે નાખી દો મારી સઘ, શકિત સંહાર ઓ. ૧૨

કયા ગઇ માતૃકા અષ્ટ સિદ્ધિ જે, નવ નિધિ ભરનાર,
અણીમા મહીમા ગરીમા લઘીમા, યોગથી પ્રગટનાર. ઓ. ૧૩

મુની મૂકી ગયા કયા મમતા મૂકી. આર્ય ભૂ આજે આમ,
વીર કુઠાર ધર ગોપાળ કૃષ્ણને, ભીષ્મ દ્રોણ શ્રીરામ. ઓ. ૧૪

ઓહીદ હીદ તુ હીંદુ થૈગૈ સીધુ સમ ગયુ જ્ઞાન,
શુ જીવથી પ્યારા રક્ષણ સાધન, કરથી છીનવ્યા તમામ ઓ. ૧૫

મત્ર મુકતને યત્ર મુકતને, તત્ર રસાયન દ્રવ્ય,
વિદ્યુત આહી જવાળા જાળો, હોમે અરી દળ હવ્ય ઓ. ૧૬

ગદા ચક્ર અસી કુઠાર સમ અતિ, અમુકત ગુપ્તી જેહ,
શુ ખોઇ નાખી કુટાઈ ગૈકે, વીર્યહીન કરેહ ઓ. ૧૭

આર્ય વીર ભૂવ્યુહ રચનાને, દબાઈ ગૈ પરહસ્ત,
ડુબ્યો પશ્ચિમ દરીયે સૂર્ય દીપતો, આર્ય તણો થઈ અસ્ત ઓ ૧૮

યત્ર શતઘ્ની ભુષડિ અગ્ની અસ્ત્ર બાણુ ઉડનાર,
કીલ્લા કોટ ધ્વજ અને પતાકા. નિશાન દીપ કરનાર ઓ. ૧૯

જળરથ, દ્યુતિરથ, વ્યોમ રથોને ભૂ રથ યાન અપાર,
હયરથ, ગજરથ, ખચ્ચરગૌરી-તનુજ ઉષ્ટ્ર ફરનાર. ઓ. ૨૦

તાર અને કટકની જાળો, વિદ્યુત વેગ ધરનાર,
સપડાવે રથ સૈન્ય એકદમ, યશ વીજય દેનાર. ઓ ૨૧

ધર્મ યુધ્ધમા વીર ક્ષત્રીને ઉત્સવની દેનાર,
કયા ક્રાન્તદર્શીની ભારતી-રસવીર ચેતનતા ભરનાર. ઓ ૨૨

દેશદ્રોહીને કાયર હીજડા, દામત્વે સડનાર,
પાપવાસના બધ બેડીને, પર ઝુસરી ઝહેનાર ઓ. ૨૩

ગયા લપાઇ વાઘો, સુણતા ઘર ગોદડીમા સઘ,
ભય શોક મહિ યમ દ્રષ્ટ્રા દેખે અ ધ્યુ મોન કહે અઘ. ઓ ૨૪

ઓ હૃદયમાંય ઉછાળનારી, જોશભેર તુ રક્ત,
ઓ અંબ અજબ છે શક્તિ એક તું શૌર્ય અને બળ દેત. ઓ ૨૫
કર્તવ્ય કર્મને ધર્મ મર્મને, કરાવનારી માત
સર્વવ્યાપીની શક્તિ યુગે યુગ સાક્ષી શ્રુતિને શાસ્ત્ર. ઓ. ૨૬
જપધ્યાન ત્યાગ એ,કવચ ઢાલ ધ્વજ વિજયરાજ્ય દેનાર,
સર્વ ઉદયને પ્રગટી સૌની, તેના તુ આધાર. ઓ. ૨૭
અકળ ઇંદીરા આનંદે તુજ, ઉછ ગમા આલાપ,
કરે બાલક્રીડા કવિ પ્રેમે લાડી, વરદ હસ્તી શીર થાપ ઓ. ૨૮

---

# ભોળા ભીમની કંકોત્રી.

## સારંગ, ભાઈ વીરપુરૂષતે કયાંહ છેઃ એ ઢાળ; તાલ તેતાલા

ધાઓ મહીપ મહી પાલન કરવા,
આવ્યુ અનાર્ય રાક્ષસદળ દળવા. ધાઓ. ટેક
ગીઝનીથી મહમદ દુષ્ટ આવ્યો,
સોમેશ્વર સોરઠ લુટવા. ધાઓ ૧
નીજ ધર્મનુ સ્થાપન કરવા,
આવ્યો ઉચ્છેદ કરી મૂર્તિ હરવા ધાઓ. ૨
ગા બ્રાહ્મણ સ્રી રકની વ્હારે,
(આવ્યો) સંતતી આર્યની ગું સરવા. ધાઓ. ૩
પ્રાણથી પ્રીય સ્વરાજ્ય લક્ષ્મી
આવ્યો સ્વતંત્રતાને હરવા ધાઓ. ૪
નવીન શસ્ત્ર વ્યૂહ જોઇ ન ડરશો
કાડે જોર તો, શી પરવા ધાઓ. ૫
બે કર તેના જેવા આપણને
આપ્યા છે આત્મ રક્ષણ કરવા. ધાઓ. ૬
જય વિજય તો હરીને હાથે

જન્મ્યા કરતવ્યો કરવા. ધાઓ ૭

માતૃ દૂધ કૂળ ગજવી મરવા
ઉચીત સમયો ગડપો તરવા. ધાઓ. ૮

વણુમાગ્યો આવ્યો છે સમય આ
નિજ પરાક્રમો દાખવવા. ધાઓ ૯

સરવેની સુન્નત તો થાશે,
જો નહિ આવો નૃપ ગરવા. ધાઓ ૧૦

નદ ઇદીરા ભોળો ભીમભડ,
આમત્રે નૃપ સાહ્ય થવા ધાઓ. ૧૧

## માલિની છંદ.

નહી નહીં નહી કપાળે, હાથ દૈ કૃષ્ણુ બેઠા,
ઊઠ ઊઠ જડતાનો, ત્યાગ કર બોધ હેતા,
વિષમ મતી તજી દે, પ્રાપ્ત કર્તવ્ય કરવા,
ઉચીત સમય દેશે, એજ સજ્ઞાન ભર્ત્તા, ૧

અખીલ જગમાના, તાપ તીમીર હરવા,
શશી નીજ સુખની ના, રાખતો લેશ પર્વા,
નિજ કલુષ ક્ષયોના, લેખવે કાંઈ એવા,
પરહીત કરનારા, સો સ્વભાવેજ ત્હેવા, ૨

ભડ ભડ ભડ કયા રહે, ઊર વડવાનળે છે,
પર દુખ પીડ દેખી, અતરે જે બળે છે,
નિજ સુખ તજી વીરો, લોક હિતે વળે છે,
સુખડ સળગતાં તો, સુખ સૌને મળે છે, ૩

સકલ જનની વૃત્તિ, જન્મ જ્યા ત્યા હમેશ,
ધરમ કરમ ભાષા, ચાલને પહેરવેશ;
પરીસ્થિતી જનમ્યાથી પામીયા જ્યા વિશેષ,
સતત કરવી સેવા, માતૃ ભૂ તે સ્વદેશ; ૪

મુજ, હૂં, મ્હારૂં, બોલી સૌ માન દાખે,
પ્રીતી ભરી પ્રભુજીએ, જન્મથી હક્ક રાખે,
નિજ સીમ કરી શ્વાનો, શેરી પોતાની રાખે,
અવર કુતરૂ આવે, તે નસાડી દીએ છે, ૫

## સરોવરની કન્યા લહરી.

### શાર્દૂલવિક્રિડિત વૃત્ત.

ઘાડી ઝાડી મહી શિકાર કરતા ઉડી ગગન્ને ગઈ,
ધાએ અશ્વ ચઢયો શિકાર પણ તે દેખાય હર્ણી નહીં,
ઊચા પર્વતની ગુહા મહી ગઈ, જાણે શું અક રહી,
યોગે નિર્ભયતા પ્રીતે સુખ ભરી, નિર્વૈર ભુમી મહી. ૧

### દ્રુતવિલંબિત વૃત્ત.

ચકીત મ્હાવરી ના નયને હવે, ધડકતુ નહીં કાળજ છે લવે.
ન નિશ્વાસ તે ત્રાસ બધા જવે, શ્રમ ન સ્વેદ સીધા કરણો થવે ૨

### વસંતતિલકા વૃત્ત.

સંસારની ખટપટો ગૃહ આશ્રમી તે,
સન્યસ્ત કીધી મન વ્યાકુળતા બધી જે,
પીએ પ્રિતી રસમધૂ સુખ બ્રહ્મ યોગે,
તેવી તૃષાર્ત હરીણી જળપાન યોગે. ૩

---

* જે સ્થળે યોગી સમાધિ કરે છે, તે સમાધિ વડે યોગીના પ્રશ્વાસને લીધે બાર યોજન સુધીનો વાતાવર્ણું સત્વિક પરમાણુઓથી ભરપુર થવાથી વાઘ બકરી, સપ નોળીયા આદીકના નૈસગીક વરનેશક્સે પ્રીતિ ઉત્પન્ન થઇ બ્રહ્મભાવને પામવાથી વાઘ બકરી એક ઓવારે નિર્ભય થઇ પાણી પીએ છે અને મીત્રતાથી હળે છે.

પાસે સરોવર અતી રમણીય ભાળુ,
સૃષ્ટી ધરી મધુર મુગ્ધ સ્વરૂપ કાલું,
અત્યંત પ્રીય રૂપ રમ્ય અને રસાળું,
સ્પર્ધાંથી આવી રમવા લઈ રૂપ વ્હાલુ. ૪

શાર્દૂલવિક્રીડિત વૃત્ત,

ચોપાસે ઘન ગભિરૂ જળ હિસે, વિસ્તીર્ણ ઊંડૂં અને,
જાણે ચો દીશ પર્વતે ઉદરને, લીધુ ભરી તૃસને.
દિગ્પાલો અભીમાની ? દિગ્ગજ ઊંચે, સામે સુરક્ષી વસે,
ને શાતી તપ તેજ યુક્ત જળ જ્યા પૂર્ણાબ્ધી જેવું હસે; ૫

માલિની વૃત્તી.

ખળ ખળ ખળ વ્હેતી, ન્હાની ન્હાસે નદીઓ,
રસીક સમય સધ્યા, સાધિ બાલા ખરી એ!
નિજ પિતુ ઘરથી શુ, ચાલિ લજ્જા ભરી એ!
છુપી છલકતિ જાએ, સસ્મિતા રંગીલીયો ૬ *

જયમ જયમ ડગ ભર્તી, જાય સમિપે ધસતી,
શયન ગૃહ સમીપે, તેમ તેમે ખિલંતી;
પય પટ પ્રિત કામે, પ્રેમ ઘેલી હંસતી
વિકસિ રસ તરંગે, ઠાવકી માનવતી, ૭

કલ કલ કલ પખી, કિલકારે ઊડયા તે,
નભ ઉડી ઉડી હોયે, સૈન્યની હાર ગાતે,
ચરી ફરી હરી ચારો, શાંતિ વિશ્રાતી લે છે,
મલયજ વન *શ્રિખડી, વાયુ ડાળો હીંચે જે, ૮

ફરી ફરી ફરી થાકયો, જાગૃતે જીવ આવ્યો,
શમિ કરી કરી કર્મો, વાસના દોર બાધ્યો;

---

* મદનોત્સુક નવોઢા સાસરે જાય તેમ.

નથી મળતી શાંતિ બ્હાર, સુખ અંતરે એ,
હૃદય નિજ ગુહામા, તે વિશ્રાતી ઊંઘેલો, ૯

નિરખિ નિરખિ શ્રી આ, આ રસમા રમતી,
રમણુ શશી અને જે, નાથ રવિ શૂ વસતી;
સુખદ સરસ શૈયા, રંગ રગી કરતી,
કર કિરણુ પસારી, નાથ સધ્યા ભિડતી, ૧૦

નભ મહી નદી રેલી, હેમ જળની દીસે આ,
દિવસ તજી નીશીનાથે, સખ્ય કર્તી દીસે વ્હા!
ક્ષણીક પ્રિતિ પરાયા, પીયુની જાણીતી ના,
પુરૂષ સ્મરણુ ચૂકી, પ્રકૃતી વીસ્તારી અહા, ૧૧

ટઊઉ ટઉક ટૌકી, ગાન કોએલ કર્તી,
અહીં તહીં હિચતા, ડાળ પર નૃત્ય કર્તી,
ઊડિ ઊડિ પાંત આવે, પાસ ફરી માન ધર્તી,
પલ પલ ચુમી લેતા, માનુની મન્ન હર્તી, ૧૨

અમી ઝરી અધરેથી, ઔષધી નાથ મહાલ્યો,
તપન તપ શુ કર્વા, સીધુ ગૃહમાહ્ય ચાલ્યો,
વિખુટી પડતિ વેળા, હોય શુ ચક્રવાક,
વિરસ નિરસ વ્હીલો, લાગતો આ સૂર્ય શોક, ૧૩

## ભુજંગી વૃત.

ન જોઈ શકી વેલિના ફૂલ ખર્તા
હિયે આમ્ર આલીંગનો દ્રઢ બર્તા
શકી જોઇ ડુમી ન મચ્છી નિસર્તા,
નીશી સાંઝને હાંકી કાઢે વિફર્તા, ૧૪

## માલિની વૃત

હરીત કુમળિ રમ્યા ચાર લીલોતરીએ,
ગગન ઘર ભુમીએ, ચદ્રિકા ચંદરોએ,

નિશી પતિ નીજ કાજે, હર્ષ ઘેલી ભરીએ,
સતિ પતિ રતિ કાજે, રમ્ય રામા ઠરીએ. ૧૫

### ભુજંગી વૃત.

જણાએ બધું વારીની ખાપ માંહે
કયમે જોઈ તે વિરહીથી ખમાએ;
ન પ્રેરે શૂ તે પ્રેમીને પ્રેમ માંહે,
પ્રીતી પ્રેમ સૌદર્ય સજી સૃષ્ટિ માંહે. ૧૬

### શાર્દૂલ વિક્રિડીત્ વૃત્ત.

જાતા ધુમરિ મસ્તકેથી ગુહથી છંદે સ્વછંદે ભર્યા
વિક્રિડીત વિલાસી શાર્દૂલ કરે, જાણે કવીંદ્રો ઠર્યા
આનંદે ડગલા ભરે કવનની, લીટી સમા જે નર્યા
હાલે હાથ સમાન પુચ્છ પુલકો, વ્હાલે હલાવી કર્યા ૧૮

જા એ પાછળ પૂર્વને ડગ ભરે, લ્હેરે વિચારે કરી
દષ્ટાને નખના પ્રભાવ નયને, છે ગર્વ લીધા હરી
(અપૂર્ણ)

## પ્રતાપસિંહની રણ વિદાયગીરી

### લાવણી

સીધાવો પ્રાણ થકી પ્યારા, ઉજ્જવલ રણ યશ કીર્તિ પામી
વળજો પિયુ મ્હારા,
શુકુન શુભ અવસર આ સારા, વધાવુ મોતી પુષ્પે વહાલા
દાસી દીન દારા, સીધાવો–૧

ફરકતું લોચન મુજ વામ, પૂર્ણ કરો દેવી મહાકાળી,
મન અર્થો કામ;
પખિઓ મધુર સૂર ગાએ, દેશ પ્રજાના બંધન છૂટશે,
જાણી હરખા એ; સીધાવો–૨

કુમારી પુષ્પ ગ્રહી ધાણી, આય સુભટ સમ કીર્તિ શૂરા
પામો કહે વાણી,
ઉમંગે મધૂર વાદ્ય વાજે, ફરકતો ધ્વજ જોઇ રિપુના,
ગાત્ર શિથિલ લાજે, સીધાવો–૩

પ્રજા આ હરખે ઉભરાઈ, ઉત્સુકી મેવાડી સૈન્યા.
ભેળી થઇ ધાઈ,
નૃપતિ સહુ વણુ તેડયા આવ્યા, પ્રાણ સમર્પિ કરવા સઘળા.
કુલ દીપક કાવ્યા, સીધાવો–૪

કહે શુભ સમય ઝડપી લીધો, ઝુસરી બંધન બેડી છૂટવા
માર્ગ ઊંચો લીધો,
ભૂખ ફળફરમા નિત્ય સડવુ, તેથી ભલેરૂં મૃત્યુ પામી
સ્વર્ગે જઈ ચઢવુ; સીધાવો–૫

પ્રેમ ત્યજી વ્યષ્ટિ નિજ ઘરનો, સમષ્ટિને સંતતિ
સુખકાજે સજવુ ધર્મ નરનો,
નારાયણ થાવા ઘા સ્હેવો, વેર વાળી મોગલ ચોટ્ટાને
રગદોળી દેવો; સીધાવો–૬

ગીતામા સ્વમુખે વાસુદેવે, વારવાર પ્રબોધી નરને,
યુદ્ધ યુદ્ધ કર કહે
કર્મ કર કર્તવ્યો સૂચવે, સ્વધર્મ છોડી પતિત થાતાં,
કાર્પણ્યે કલેબ્યે, સીધાવો–૭

ઉદાર મનના ઉત્સુક વીર તે દેવયાન સહેજે, અમરપણું
આપીને સ્થાપે, સચ્ચિત સુખ પેહલે,
દુઃખ વિણ સુખ કયાંથી આવે, તાપ રેતીનુ હેમ બનાવી,
કસોટીએ આવે, સીધાવો–૮

સલિમની છાતી પર ચઢજો, સૂય વ શનુ નામ દીપાવી,
રક્ત પીઈ ઠરજો,
મેવાડનુ મરજાદો લુટી, ભુલો રખે પિયુ પુત્રિઓ સમ,
હાય તેની મોટી—સીધાવો. ૯

પુકારો ધમણુ નિસાસેથી, લોહ રીપુ કઠુણ બળી જાશે,
ક્રોધ અગ્નિ તેથી,
ઘડો કુકરમે ભરી દીધો, થાઓ નીમિત્ત વહાલા પિયુજી,
વિજય યશ સીધો—સીધાવો ૧૦

મહારા પ્રેમે પિયુ મ્હોઇ, ભરશોના ડગ રણુમા પાછુ.
યશ વપુને ખોઇ,
મળીશ હુ વ્હાલા, વેગેથી, સ્વધર્મ સતિનો રાખી પ્યારા,
સુખ સ્વર્ગે જેથી—સીધાવો. ૧૧

મોહને નાશ કરી દેજો, સ્વધર્મ ને નિશ્રેય ગણીને
શસ્ત્રોકર લેજો,
નૃપતિ છો સમજુ શુ કહેવુ, વેદ વિપ્ર ગૌ ગરીબ કાજે,
સકળ દુખ સ્હેવુ—સીધાવો ૧૨

સત્વરે જઈ વળજો વહાલા, રણુ યશ મુગટ કીર્તિ પામી,
પીશુ પ્રેમ પ્યાલા.
ઇન્દિરા વીરાગના ગગળી, મગલ મંગલ કહીને વધાવે,
નયને થૈ સજળી—સીધાવો. ૧૩



# રામરાજ્યાભિષેકમાંથી

## તાલ દાદરો રાગ બિભાસ

(પ્રિયે પહા રાત્રિચા સમય સરૂની હોત ઉષ:કાળ હા એ રાગ)

(સીતાના શયન મંદિર આગળ શ્રી રામચંદ્રનુ આગમન.)

ખુબી બધી, પ્રાણુ પ્રિયા ચાતુરીની,
હાસિલીને રંગિલીની, કુશલ કલા કારીગરી, ખુબી૦
નૂરી મધુર ગાન કરે, કાલુ કીર છે ઉચરે,
હંસ કોકીલ છે પીંજરે, રમણીયતા રમણીની, ખુબી૦
ચીત્ર ચીતરી યોગ્ય સ્થળે, છબિ આરિસા ઝળહળે,
ઠામ ઠામ પ્રેમ હળે, આનદે રગ ભરી, ખુબી૦
પુસ્તકની ગોઠવણી, દાખી કહે કેળવણી,
લક્ષ કહેવુ જ્ઞાન ભણી, સગાતક મુનિવરી, ખુબી૦
વિવિધ વાજીત્ર વદે, ગાન કલા મધુરીની તે,
ઉત્સુક મન મદન મદે, પ્રેમ પ્રેમમય ભરી, ખુબી૦
રમ્ય રમકડા વિનોદી, રીઝવી અને રહે બોધી,
પ્રેમ શૌર્ય સૃષ્ટિ શોધી, કોરિ મન રહે મધુરી, ખુબી૦
પુષ્પ શયન સાન કરે, હીંડાળા ખાટ ખરે,
ધનુષ લઇ પચ શરે, માધુર્યે મદ ભરી, ખુબી૦
સહૃદય શુધ્ધ સખી સુગમ્ય, મમ હૃદયદલ વિરમ્ય,
આનદી રમણી રમ્ય સુખદ નદિની ધરા, ખુબી૦
મંદિર સુખવિણુ વદે, વસનારીનુ ચતુર રૂદે,
શ્રમિતનું વિશ્રાંતિ પદે, આરામ સુખની અવધિ, ખુબી૦
ઇદીવર સમ ઇન્દિરા, ઇન્દિરા સુખ કદરા,
સતત શુધ્ધ પ્રેમભરા, આલ્હાદિક અક્ષિવરા, ખુબી૦

